ग्रन्थांक १५.

॥ ॐ ॥

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

( प्रथम द्वितीय तथा तृतीय समागम )

रचनार

## परमात्मा श्रीनृसिंहाचार्यजी.

દોહરા.

સાધક! ઇચ્છો ટાળવા, દારુણ હૃદયધ્વાન્ત,
ધરો ઉરે, આ જ્ઞાનરવિ, પંચવરદવૃત્તાન્ત.
ભવપ્રવાસશ્રમતાપથી, જો હો અતિશય શ્રાન્ત,
અવિચલશાંતિસુખદ ગ્રહો, પંચવરદવૃત્તાન્ત.

प्रसिद्ध करनार
वीरक्षेत्रादि विविधस्थलनिवासी
श्रेयःसाधकअधिकारिवर्ग.



अमदावाद

धी वीरविजय प्रीन्टिंग प्रेसमां, शा. केशवलाल
सांकळचंदे छाप्युं; ठे० सलापोस, अमदावाद.

संवत् १९९८ सन १९४२

मूल्य १-८-०

હરિગીત.

અવિનાશિ સુખઅર્થે અહિં તહિં, શું ઉપાયો શોધતા,
સંશયવિપર્યવૃદ્ધિકર ગ્રંથો ગ્રહી દુઃખિ કાં થતા,
આ સકલ સુખદ સુયુક્તિપૂર્ણ સુગ્રંથ સાધક! સંગ્રહો,
ભવતાપ સર્વ શમાવી અવિચલ સુખપદે સ્થિર થઈ રહો,

॥ ॐ श्री ॥

# पुरोवचन

બહુ વર્ષે આ મંગલ ગ્રન્થની દ્વિતીય આવૃત્તિનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે. કથાવાર્તાના આકર્ષક લોકપ્રિય તત્ત્વવિનાના, જ્ઞેયતત્ત્વ-વિષયક અથવા સાધનપ્રતિપાદક ધાર્મિક ગ્રન્થોનો પ્રચાર સાર્વત્રિક કેળવણીવાળા પાશ્ચાત્ય દેશોમાં પણ બહુ મર્યાદિત હોય છેઃ અનેક ગ્રન્થોની તો બીજી આવૃત્તિ જ થવા પામતી નથી. આ પુણ્ય ગ્રન્થમાં વાર્તાના તત્ત્વનો અભાવ કહી શકાય નહિ, પરંતુ શ્રી ભામિનીભૂષણના કથાવાર્તાના ચમકદાર હૃદયંગમ તત્ત્વમાં અને આ સદ્ગ્રંથગત સ્થિર શાંત આત્મકથા-તત્ત્વમાં કેટલું બધું અંતર છે તે વાંચનારને સહજ સમજી શકાય એમ છે.

જીવના પરમ કલ્યાણના સાધનોમાં પરમ પૂજ્ય કર્તાશ્રીએ સત્સંગને જેવું ઉચ્ચ પદ આપ્યું છે તેવું ભાગ્યે જ બીજા કોઇ સાધનને આપ્યું હશે. આશ્રમજીવન તથા ગુરુશિષ્યવ્યવહારનાં જીવંત ચિત્રો એઓશ્રીની કૃતિઓમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. ઉપરાંત સમાજના જંગમ ગુરુરૂપ વૃદ્ધ અતિથિપાસે કર્તાશ્રીએ જે કામગિરી લીધી છે તેટલી બીજા કોઇ લેખકે લીધેલી જાણ્યામાં નથી. સમુદ્રનું વાતાવરણ "ઓઝોન" તત્ત્વથી જેમ ચમત્કારિક રીતે આરોગ્યસાધક બને છે તેમ અતિથિના આગમનથી અને ઉપદેશથી કુટુંબનું વાતાવરણ એવું દિવ્ય રૂપાંતર પામે છે કે **अतिथिदेवो भव**। એ વેદવિધાનની યથાર્થતા આપણને સમજાયાવિના રહેતી નથી.

**या लोकद्वयसाधनी तनुभृतां सा चातुरी चातुरी**। આ લોક અને પરલોકને સાધનારી મનુષ્યોની જે ચાતુરી તે ખરી ચાતુરી છે.

શ્રીપંચવરદ સામાન્ય પુરુષ નહતા. મહાકવિ કાલિદાસે પોતાના અમર મહાકાવ્યના આરંભમાં સૂર્યવંશી રઘુરાજાઓનાં જે દૈવી લક્ષણો વર્ણ્યાં છે તેવાં તેમનામાં હતાં. તેઓ ચક્રવર્તી નરેન્દ્ર હતા, પરંતુ તેમની સત્કીર્તિનું અવલંબન તેમના વિજયાદશમીના ભવ્ય સમારોહ જેવા કોઇ લૌકિક વ્યતિકર ઉપર ન હતું. He who ruleth his spirit is greater them he who taketh a city. "નગર સર કરનાર રાજા કરતાં અંતઃકરણનો સંયમ કરનાર પુરુષ શ્રેષ્ઠ છે." તે પ્રમાણે શ્રીપંચવરદ ઐહિક કર્તવ્યનો પાર પામી, સંયમતત્ત્વને સંપૂર્ણ રીતે સિદ્ધ કરી, આધ્યાત્મિક કર્તવ્યની પરિસીમાએ પહોંચી જીવન્મુક્ત દશાના અનવધિ આનંદને ભોગવી રહ્યા હતા, છતાં સત્સંગની શુભ વાસના તેમણે જાણી જોઈને શેષ રાખી હતી. તેથી

તેમણે "પોતાના નિપુણ સેવકોને આ પ્રકરની આજ્ઞા કરી હતી કે અષ્ટ દિશાપ્રતિ સ્વેચ્છાએ વિચરનાર વિરક્ત સરખા પુરુષો જેઓ પોતાના શરીરના નિર્વાહક હેતુઓને સેવતા હોય એવા સર્વને સવિનય" પોતાના સમીપ લાવવા. પ્રથમ મહાત્માનો સમાગમ પોતે એકલાએ જ કર્યો હતો. ત્યારપછીના સમાગમમાં તેઓએ "કુટુંબનાં પુત્ર પૌત્રાદિ સઘળાં સ્ત્રીપુરુષને બેસાડવા નિશ્ચય કર્યો, કારણ કે મહાત્માઓના મુખથી શ્રવણ કરેલી નાના પ્રકારની કથા પાપથી મૂકાવનાર તથા સર્વોત્તમ અને અચલ પદને પ્રાપ્ત કરનાર હોય છે."

જે પ્રથમ તપસ્વી મહાત્માનો શ્રીપંચવરદ નરેન્દ્રને સમાગમ થયો તેઓ તેમની વિજ્ઞપ્તિઉપરથી પોતાનો સવિસ્તર વૃત્તાંત કહે છે. તપશ્ચર્યાને અંતે તેઓએ ચિત્રારણ્ય નામથી ખ્યાતિ પામેલા વનમાં પ્રવેશ કર્યો. ત્યાં અનેકાનેક ભયજનક, આશ્ચર્યકારક અને આનંદોત્પાદક વ્યતિકરો દૃષ્ટિગોચર થયા. પ્રચંડ શબ્દોએ તેમને ત્રાસ ઉપજાવ્યો; નાગમણિ તેમને માર્ગદર્શક થયો હતો; ઉપરાંત અસંખ્ય પ્રકાશક જંતુઓ, વાદિત્રઘોષ, દિવ્ય ભુવનો, સહસ્રાવધિ સ્ત્રીઓ, વિશાલ જલાશય, વિશાલપર્વત, અસંખ્ય પુરુષસ્ત્રીસમુદાય, આકાશમાં ચઢવાની અગણિત નાની મોટી સીડીઓ, નીચે પૃથ્વીમાં ઊતરવાની રચનાઓ, વિશાલ જલકુંડ, છેક નાના તથા છેક મોટા કદના મનુષ્યો, અલૌકિક સુગંધયુક્ત વાયુ તથા રમણીય નાદ, દિવ્ય ઉપવનમાં દિગંબરા દેવાંગના અને મોહક અષ્ટ સ્ત્રીઓ—જે છેવટે પાષાણ મૂર્તિઓ સિદ્ધ થઈ—ઇત્યાદિ લોકાતીત દૃશ્યોએ તપસ્વી મહાત્માને એટલો બધો મોહ ઊપજાવ્યો કે તેમનું અભિમાન ગલિત થઈ ગયું, અને તેમને તેમના નિકૃષ્ટ અધિકારને લીધે ગ્લાનિ ઉત્પન્ન થઈ. લાંબા પ્રવાસને અંતે માંગલિક અલૌકિક વચન તેમને કાને પડે છે, જેને અનુસરી તેઓ દક્ષિણ દિશામાં પ્રયાણ કરે છે. આ પ્રસંગે તપસ્વી પુરુષ ભક્તિના આવેશથી પ્રેરાઈ અસાધારણ વ્યાપકતાવાળી પ્રાર્થના કરે છે, જેમાં પરમાત્માથી આરંભી દૈવી, આસુરી તથા મિશ્ર પ્રજાનો સમાવેશ થાય છે. (પૃ. ૩૩–૩૮.) આ પ્રાર્થનાપ્રતિ વાંચનાર બંધુઓનું ખાસ લક્ષ દોરવામાં આવે છે. અંતે એક દિવ્ય પુરુષના દર્શનથી હૃદયમાં જે આનંદના ઓઘ ઊડે છે તેનું વર્ણન ગુર્જર રસસાહિત્યના એક રમણીય ઉદાહરણરૂપ છેઃ—

"હે ક્ષિતિપતિ !......નીરખવા લાગ્યો." (પૃ. ૩૮–૩૯).

એ પુરુષવરથી સૂચન કરાયલી ગુહામાં તપસ્વીએ પ્રવેશ કર્યો. આગળ ઉપર રમણીય મંદિર આવ્યું. ત્યાં એક બીજા પુરુષનું દર્શન

તપસ્વીને થયું. તે આગળનો માર્ગ સૂચવે છે. છેવટે મણિમય દિવ્ય ભુવનનું દર્શન તપસ્વીને થાય છે. ત્યાં મોટા મંડપમાં, જાણે દેવતાઓનો તથા મહર્ષિઓનો વિશાલ સમાજ ભરાયો હોય તેમ, મોટી સભા દિવ્યસરખા, શરીરવાળા પુરુષોની ભરેલી તેમણે દીઠી, અને એક ઊંચા સિંહાસનઉપર જેમ દેવોના રાજા ઇન્દ્ર બેઠા હોય એમ એક ભુવનના ઈશ્વરસરખા પુરુષ તેમણે બેઠેલા જોયા. "તપસ્વીએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પવિત્ર મહાસમાજ તત્કાલ અદશ્ય થઈ ગયો. તપસ્વીની જિજ્ઞાસા ઉપરથી મહાત્માએ તેના મસ્તક ઉપર હસ્ત મૂકયો, જેના પ્રભાવથી તપસ્વીને જાણે સર્વજ્ઞતા તથા સ્વતંત્રતા પ્રાપ્ત થઈ હોય એવો અનુભવ થયો.

મહાત્મા તે બીજા કોઇ નહિ પણ મહાન્ સિદ્ધેશ્વર હતા. પૂર્વે ઉરસ્વાન્ નામના શંકરની વિભૂતિરૂપ મુનિ વિચરતા વિચરતા સિદ્ધલોકમાં ગયલા તે સમયે સિદ્ધેશ્વરે તેમને વિધિસર નમસ્કાર નહિ કરેલા, તેથી અપ્રસન્ન થઇ ઉરસ્વાન્ મુનિએ તેમને શાપ દીધેલો કે—મનુષ્યલોક કે જ્યાં આવાં સ્ખલનો સામાન્ય રીતે જોવામાં આવે છે અને ક્ષંતવ્ય મનાય છે ત્યાં આપનો જન્મ થાઓ. એ શાપને સિદ્ધેશ્વરે ઇષ્ટસંકેતરૂપે સ્વીકાર્યો, પરંતુ તેમણે પણ તે સંકેતને અનુસરી ઉરસ્વાન્ મુનિને શાપ આપ્યો કે—આપ પણ મહામોહાદિ નિમિત્તોવડે વ્યાકુલીભાવને પ્રાપ્ત થતા ભ્રમણ કરતા એ લોકમાં મને એક વાર દર્શન આપજો, કારણ કે ત્યારવિના આપણને નિવૃત્તિ થનાર નથી.

ભૂમંડળપર આવી તેના અધ્યક્ષ દેવપાસે સિધ્ધેશ્વરે નિવાસસ્થાન માગતાં તેમને ચિત્રારણ્યનો પ્રદેશ આપવામાં આવ્યો. ત્યાં સિધ્ધેશ્વરે પોતાના સંકલ્પના ઐશ્વર્યથી આ બધી સૃષ્ટિ રચી હતી. જે જે વ્યતિકરોનું તપસ્વીને ચિત્રારણ્યમાં દર્શન થયું હતું તે બધા તેમણે "બ્રહ્માંડે તે પિંડે, અને પિંડે તે બ્રહ્માંડે" એ નિયમે પોતાના જ શરીરમાં હવે જોયા. પ. પૂ. કર્તાશ્રીએ પોતાના એક કીર્તન પદ્યમાં ઉપદેશ કર્યો છે—

"નગરી આ શોભીતી સાંપડી,
તેને શોધી લે આદિ રે;
જેમાં બંધાયો તું મમત્વ ધરી,
તેમાં રહે ના પ્રમાદી રે,
સાધક શિખ આ શ્રવણ ધરી."

( શ્રી નૃ૦ વા૦ વિ૦ તૃ૦ પુ૦ )

એ પ્રમાણે તપસ્વીનું શરીર જ ચિત્રારણ્ય બની ગયું. નાગલોક, કુંડલિની શક્તિ, મૂલાવિદ્યા અથવા મહાવાસનારૂપ ભુવનેશ્વરી, ઉદરાકાશ, નાભિસમીપ આવેલું સૂર્યમંડળ, જીવની વિવિધ ગતિઓની સૂચક શિરાઓ, આસુરી સંપત્તિ, અસંખ્ય સંસ્કારો, અષ્ટ પ્રકૃતિઓ, તેમના અધિષ્ઠાનરૂપ હૃદયપદ્મ, દિવ્ય ગંધ, દિવ્ય સ્વર, પુરીતતિ નાડી, અનાહત નાદ, બ્રહ્મગ્રન્થિ, વિષ્ણુગ્રન્થિ તથા રુદ્રગ્રન્થિ–એ સર્વ વ્યતિકરોનું જ્યારે તપસ્વીમુનિએ પોતાની જ કાયામાં નિરીક્ષણ કર્યું ત્યારે તેમને તેજ વ્યતિકરોની બૃહત્‌રૂપે સિધ્ધેશ્વરે ચિત્રારણ્યમાં કરેલી વ્યવસ્થા સમજાઈ, અને તેમના ચકિતભાવની સીમા રહી નહિ. "પેલા ઉરસ્વાન્ મુનિનું શું થયું ?" એ પ્રશ્નનું ઉત્તર આપવા સિધ્ધેશ્વરથી સૂચવાતાં સર્વ રહસ્યનો એક ક્ષણમાં સ્ફોટ થઈ ગયો. શંકરની વિભૂતિરૂપ ઉરસ્વાન્ મુનિ તે બીજા કોઇ નહિ, પણ તપસ્વી મુનિ જાતે પોતે જ. અવનવા અદ્દભુત પ્રસંગોની મનહર ગુંથણીવાળો પ્રથમ મહાત્માનો વૃત્તાંત અહિં સમાપ્ત થાય છે.

બીજા મહાત્માના પુણ્ય સમાગમનું પ્રાણભૂત તત્ત્વ સદ્વિચાર છે. સદ્વિચારના મહિમાનો ઘોષ કરતાં એક પવિત્ર સદ્‌ગ્રન્થ જણાવે છે–

**यत्पश्यत्यवदाता धीः सोपपत्तिविचारणा ।**
**न तन्नेत्रैस्त्रिभिः शर्वो नेन्द्रो नेत्रशतैरपि ॥**

[ યુક્તિયુક્ત વિચારવાળી પવિત્ર બુદ્ધિ જે દર્શન કરે છે તે શંકરભગવાન્ પોતાનાં ત્રણ નેત્રથી અને ઇન્દ્ર પોતાના હજાર નેત્રથી પણ કરી શકતા નથી. ]

પ્રાપ્તવ્યનિર્ણય, કર્તવ્યનિર્ણય, ઉપાસનાભેદ, સદ્દગુરુશરણની શાસ્ત્રીયતા, કૃતાર્થતા અર્થાત્ જીવન્મુક્તિ સાથે ઉપદેશક આચાર્યપદની પ્રાપ્તિ, શિષ્યવૃંદની જમાવટ, સમાજનું મહાત્માપ્રતિ વલણ, વિરોધી પક્ષોની દોષયુક્ત વિવિધ પ્રવૃત્તિઓ, બુદ્ધિ તથા શ્રદ્ધાનાં તત્ત્વોને આધારે શિષ્યોના ભિન્ન વર્ગ, તેમના વિચાર તથા તેમના પ્રતિ તેમના અધિકારાનુસાર ભિન્ન ભિન્ન ઉપદેશ, અધિકારિભેદ, વાસનાક્ષય, મનોજય, અને તત્ત્વજ્ઞાનનાં વિસ્તૃત સ્વરૂપો, મદભેદ, સપ્તભૂમિકા, પુર્યષ્ટક, અવસ્થાભેદ, વર્ણાશ્રમના સામાન્ય વિશેષ ધર્મો, ભિક્ષાન્નગ્રહણપ્રકાર–ઇત્યાદિ શ્રેયસ્કર વિષયોની પરંપરા એટલા વિસ્તારથી વર્ણવામાં આવી છે કે પ. પૂ. કર્તાશ્રીએ દ્વિતીય સમાગમની સમાપ્તિએ (પૃ. ૧૮૧) ઉચ્ચારેલી ફલશ્રુતિનું યથાર્થપણું આપણે સમજી શકીએ છીએ.

" પંચવરદ વૃત્તાંત આ, ધારે ઉર ધરી સ્નેહ;
શમે સહજ દોષો સકલ, પામે પદવી વિદેહ.
... ... ... ...
એવી સર્વોત્તમ દશા, લહી આ, લહે સુપાત્ર."

દ્વિતીય સમાગમની વિશિષ્ટતા એ છે કે **શ્રી ભામિની ભૂષણ**, તૃતીય અલંકાર અંતર્ગત દિવ્યમૂર્તિ મહાત્માના આખ્યાનની પેઠે પ. પૂ. કર્તાશ્રીના જીવનઉપર એથી કંઇક પ્રકાશ પડે છે. શ્રેયસ્સાધક અધિકારિવર્ગના સદ્‌ગુરુશ્રી પોતાની આચાર્યપદવીપ્રતિ કઇ દૃષ્ટિથી અવલોકતા તે તેમના મહાભાગ્યશાલી શિષ્યવર્ગને તો અનુભવગોચર હતું; એ દૃષ્ટિનું સ્વરૂપ પ. પૂ. કર્તાશ્રીએ **શ્રી સદ્‌બોધ પારિજાતક** અંતર્ગત એક પત્રમાં પોતે જ સ્પષ્ટ કર્યું છેઃ—

"મુખ્ય નીતિ તો એવી છે કે શિષ્યભાવનાવાળી વૃત્તિએ ગુરુભાવ કર્યા પછી ત્યાં માન આપી વર્તવું એ શિષ્યના ભૂષણરૂપ છે. પણ ગુરુભાવ તો કદાચિત્ પણ ગુરુત્વવાળી વૃત્તિમાં થવો જ ઘટતો નથી. તેથી ગુરુત્વના આરોપવાળી વૃત્તિની ગુરુત્વાભિમાનયુક્ત પ્રવૃત્તિ તે ગુરુસ્થાનના દૂષણરૂપ ગણાય છે. માટે વસ્તુતઃ ગુરુભાવ સંભવતો નથી, અને વ્યવહાર પણ તેવા ભાવને રાખી કરવાથી દૂષણ ઠરે છે." (પત્ર ૫૮, પૃ૦ ૨૪.)

"અમુક મારો શિષ્ય છે" એવું વચન સદ્‌ગુરુશ્રી કદી પણ ઉચ્ચારતા ન હતા, પરંતુ "અમુક ભાઇ આપણે ત્યાં આવે છે" એવી નિરભિમાનતાવિભૂષિત વાણી એમની હતી. શણગારેલી ગાદીએ બિરાજી શિષ્યગણપાસે ચરણચંપી કરાવવામાં એઓ આનંદ માનતા ન હતા, પરંતુ પિતૃભાવ અને સખાભાવથી એમનો ગુરુભાવ સદા આચ્છાદિત રહેતો હતો. આની ઝાંખી દ્વિતીય સમાગમ કરાવે છે.

શ્રેયસ્સાધક અધિકારીવર્ગપ્રતિ સમાજની અનિર્વચનીય ઉપેક્ષાબુદ્ધિથી માંડી પ્રકટ પ્રશંસાપર્યંતના વિવિધ ભાવોનું ગર્ભિત સૂચન પણ આ સમાગમદ્વારા થાય છે.

વાંચનાર વર્ગના ન્યૂન ભાગ્યને લીધે ત્રીજો સમાગમ અપૂર્ણ રહેલો. તેમાં અયોગ્ય વક્તાઓ, લેખકો, અનુચિત વર્તનવાળા લોકો અબુદ્ધ તથા પ્રબુદ્ધ મનુષ્યોનાં લક્ષણ વગેરેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. નીચેનાં અમૃતમય વચનોથી એ સમાગમ સમાપ્ત થાય છેઃ—

"આ વિશ્વમાં અધમ કે અધમથી પણ અધમ મનુષ્યોએ નિરાશ થવા સરખું નથી, કારણ કે તે અધમ અને અધમથી અધમ મનુષ્યો પણ યોગ્ય ઉપચારોથી ઊંચી ઊંચી પંક્તિમાં આવી શકે છે. માટે પોતાના અધિકારને જોઈ જાણીને તેથી ચઢવાનો પ્રયત્ન સાધવો ઉચિત છે. કોઇએ પણ મનુષ્યત્વ અસાધ્ય ગણીને નિરાશ થઈ બેસી રહેવું ઉચિત નથી. ગુરુજનોનો અને સત્પુરુષોનો એ જ ધર્મ શાસ્ત્રે તથા સત્શાસ્ત્રે પ્રસિદ્ધ છે કે તેમણે વિવિધ યુક્તિથી પરિચિત તથા અપરિચિત મનુષ્યને મનુષ્યત્વને પ્રાપ્ત કરી ક્રમવડે ઉત્કૃષ્ટ ગતિને પ્રાપ્ત કરવાં."

અત્યંત હર્ષની વાત છે કે આ અપૂર્ણ તૃતીય સમાગમને પરિપૂર્ણ કરવા આ વર્ગના સાંપ્રત આચાર્ય, શ્રી આદ્દિસદ્દગુરુભગવાનના અર્ચનીય આત્મજ શ્રીમાન્ સુરેશ્વરાચાર્યજીને અભ્યર્થના કરવામાં આવતાં તેઓએ કૃપા કરી તે સ્વીકારી, અને એ પવિત્ર સમાગમ મંદિરને શેષ વિભાગોની પૂર્ણતાપૂર્વક સુવર્ણકલશથી દીપાવ્યું છે.

પૂર્વોક્ત અવતરણના છેલ્લા વાક્યને નિમિત્ત લઈ, તેઓએ પોતાની પ્રતિભામય સૂક્ષ્મ કલાથી શ્રી પંચવરદ રાજેન્દ્રના હૃદયમાં જીવન્મુક્તિપદથી ક્ષણિક પ્રચ્યુતિના ભાનરૂપ રમણીય ભ્રમણા ઉપજાવી, તેનું તેવું જ રમણીય નિરાકરણ તૃતીય મહાત્માપાસે કરાવ્યું છે. આચાર્યશ્રીએ સરલ મનોહર શૈલીમાં પોતાનું યશસ્વી કાર્ય કર્યું છે. મહાત્મા પોતાનો વૃત્તાંત જણાવે છે; તે દ્વારા ગુરુશિષ્યનો અવર્ણનીય આધ્યાત્મિક સંબંધ, ગુરુનું અનુપમ વાત્સલ્ય, શિષ્યની અતુલ નિરભિમાનતા, બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમના અનેક મર્મો, સંસારની દુ:ખરૂપતા, દૃશ્યનું મિથ્યાત્વ—એ સર્વના પ્રતિપાદનપૂર્વક એ સમાગમની સમાપ્તિ કરવામાં આવી છે. "આંગળી આપતાં પોંચે વળગે" એ કહેવત ચાલુ પ્રસંગમાં અમને સંપૂર્ણ રીતે લાભકારક હોવાથી અમે પ. પૂ. આચાર્યશ્રીપ્રતિ ઉપકારભારથી અવનત મસ્તકે અમારી નમ્ર અભ્યર્થના ચાલુ રાખીએ છીએ કે તેઓશ્રી પોતાની કૃપા ચાલુ રાખી અમારા તથા સમાજના શ્રેયઅર્થે પોતાની અસાધારણ સામર્થ્યવાળી લેખિનીના પ્રવાહને ચાલુ રાખે.

વડોદરા,<br>સં. ૧૯૯૮, ગુરુપૂર્ણિમા } **શ્રેયસ્સાધક અધિકારી વર્ગ.**



## सद्गुरु श्रीमन्नृसिंहाचार्यजी

प्रादुर्भाव :

सं० १९१० कार्तिक कृष्ण १४ मंगलवार.

स्थल: कठोद [ सुरतसमीप ]

स्वरूपावस्थान :

सं० १९५३ श्रावण शुक्ल ५ मंगलवार

स्थल: बडोदरा

॥ ॐ श्रीं ॥

## ॥ अथ प्रसिद्धिकर्तृकृतमङ्गलम् ॥

माया पूर्णशशाङ्कसुन्दरमुखी मन्दस्मितैर्मञ्जुलै—
र्विद्युच्चंचलवीक्षितैश्च चिकुरैर्दीर्घैर्घनश्यामलैः ।
यन्माहात्म्यभरप्रतारणविधौ हन्त स्वयं वञ्चिता
तं श्रीमन्नृहरिं परं निरवधिं नित्यं निरीहं नुमः ॥ १ ॥

आकाशं गन्धवाहः शुचिसलिलधराः पंचभिः कार्यदक्षैः
शैलूषैरेभिरग्र्यैर्विरचयति जगन्नाटिकां मायिकां यः ।
कृत्वा मुग्धप्रबुद्धानवरवरनरान् वर्तते निर्विकार—
स्तं सर्वज्ञं स्वतंत्रं गुरुवरनृहरिं संस्तुमः सूत्रधारम् ॥ २ ॥

त्रितापप्लुष्टानां जगदटननिर्विण्णमनसां
विशालाशातृष्णाकवलितमतीनां गतदृशाम् ।
शरण्यं निष्कामं विकृतिरहितं ज्ञानवपुषं
प्रशान्तं प्राप्ताः स्मो नरहरिगुरुं सौख्यजलधिम् ॥ ३ ॥

यत्पुण्यबोधाविकरालकृपाणहस्ताः
कृत्तैरहो षडरिमस्तकनालिकेरैः ।
स्वस्वान्तसंयुगभुवं विकिरन्ति वीरा-
स्तस्मै सदा नृहरये प्रमुदा प्रणामः ॥ ४ ॥

धवलिता ज्वलिता दलिता दिशः
कृतिचया रिपवश्च यदीयया ।
वररुचा गिरया कृपया प्रभुं
तममलं नृहरिं सततं नुमः ॥ ५ ॥

चलं धनं चलं यशश्चलं कलेवरं गृहं
चलं कलत्रपुत्रमित्रबान्धवादयश्चलाः ।
नृसिंहसद्गुरोः कृपा नृसिंहसद्गुरोर्गिरा
नृसिंहपादपद्मभक्तिरेतदेव निश्चलम् ॥ ६ ॥

संसारगर्तमग्नानां मलिनीकृतवर्ष्मणाम् ।
जीवानामुद्धृतौ नाथ तवैव चरणौ क्षमौ ॥ ७ ॥

अधर्मोन्मूलने दक्षं कर्मोद्धननपण्डितम् ।
मन्मथोन्मथने विज्ञं दुर्जनोन्मर्दनक्षमम् ॥ ८ ॥

हृदयोन्मीलनाभिज्ञं बन्धोन्मोचनशिक्षितम् ।
नमामो भक्तिभावेन नरकेसरिणं गुरुम् ॥ ९ ॥

पूर्णिमाना चंद्रसमान सुंदरमुखवाळी माया पोताना मनोहर मंद

સ્મિતરૂપ સત્ત્વગુણથી, વીજળી જેવા ચંચલ કટાક્ષરૂપ રજોગુણથી અને દીર્ઘ તથા મેઘસમાન શ્યામ કેશરૂપ તમોગુણથી જેના અપાર માહાત્મ્યને (લિપ્ત કરી) ઠગવામાં પોતે જાતે જ ઠગાઇ ગઈ (જેના માહાત્મ્યને લિપ્ત કરી શકી નહિ) તે શ્રેષ્ઠ, દેશકાલપરિચ્છેદથી રહિત, નિષ્કામ, તથા તે માયાના નિયંતા **શ્રીનૃસિંહને** અમે સ્તવીએ છીએ. (૧)

આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી એ પાંચ કાર્યકુશળ મુખ્ય નટોથી જે પરમાત્મા આ જગતરૂપ માયિક નાટકને રચીને પ્રાકૃતજીવોને મોહ પમાડે છે તથા સંસ્કારી જીવોને યથાર્થ જ્ઞાન-સંપન્ન કરે છે છતાં પોતે નિર્વિકાર રહે છે તે સર્વજ્ઞ તથા સ્વતંત્ર સૂત્રધારરૂપ ગુરુવર **શ્રીનૃસિંહને** અમે સ્તવીએ છીએ. (૨)

ત્રિતાપથી જે દગ્ધ છે, સંસારભ્રમણથી જેમનાં મન ઉદ્વેગને પામ્યાં છે, જેમની મતિ પ્રબલ આશા અને તૃષ્ણાથી ખવાઇ ગઈ છે, અને જે અજ્ઞાનથી અંધ થયા છે એવા જીવોના નિષ્કામ, નિર્વિકાર, જ્ઞાનમય, પ્રશાન્ત, અને સુખસાગર શરણરૂપ **શ્રીનૃસિંહને** અમે પામ્યા છીએ. (૩)

જેમના પવિત્ર ઉપદેશરૂપ વિકરાલ તલવારને હાથમાં લઇને શૂરવીર સાધકો પોતાની અંતઃકરણરૂપ રણભૂમિને ષડ્રિપુનાં કાપેલાં માથાંરૂપ નાળિયેરથી પાથરે છે તે **શ્રીનૃસિંહને** સદા પ્રીતિવડે અમારા પ્રણામ છે. (૪)

જેમની શ્રેષ્ઠ કાંતિએ દિશાઓ શ્વેત કરી છે, જેમના ઉપદેશથી કર્મનો કોશ દગ્ધ થયો છે, તથા જેમની કૃપાથી ષડ્રિપુનો સંહાર થયો છે તે નિર્મલ **શ્રીનૃસિંહપ્રભુને** નિરંતર અમે સ્તવીએ છીએ. (૫)

(આ સંસારમાં) લક્ષ્મી ચલ છે, કીર્તિ ચલ છે, કાયા ચલ છે, ગૃહ ચલ છે, અને સ્ત્રી પુત્ર, મિત્ર, બન્ધુઆદિ વિષયો પણ ચલ છે; માત્ર અચલ વસ્તુ **શ્રીનૃસિંહસદ્ગુરુની** કૃપા, **શ્રીનૃસિંહસદ્ગુરુનો** ઉપદેશ, અને **શ્રીનૃસિંહનાં** ચરણપદ્મની ભક્તિ જ છે.

સંસારરૂપ કીચડમાં પડેલા અને તેથી જેમનાં સર્વાંગ મલથી વ્યાપ્ત થયેલાં છે એવા જીવોને ઉદ્ધારવામાં હે **નાથ**! આપના ચરણ જ સમર્થ છે. (૭)

અધર્મને ઉન્મૂલ કરવામાં કુશલ, કર્મને ધ્રુજાવવામાં પ્રવીણ, કામાદિનો સંહાર કરવામાં દક્ષ, દુર્જનનું મર્દન કરવામાં સમર્થ, હૃદયકમલને વિકસિત કરવામાં પટુ, અને સંસારબન્ધ છોડવામાં પંડિત એવા **શ્રીનૃસિંહગુરુને** ભક્તિપૂર્વક અમે નમીએ છીએ. (૮-૯)

॥ ॐ श्री ॥

# ॥ प्रसिद्धिकर्तृक प्रस्तावना

[ प्रथम आवृत्ति ]

**શ્રીમહાકાલ**ના પ્રાદુર્ભાવપશ્ચાત્, સર્વત્ર પૂજ્ય, સેવ્ય, ઉપાસ્ય, જ્ઞેય, ધ્યેય અને ઇષ્ટરૂપે સ્વીકારયલા અનન્તૈશ્વર્યાધિપતિ **મહાત્મા વરિષ્ઠ શ્રીમન્નૃસિંહાચાર્યજી**પ્રતિ, શ્રેયઃસાધકોને શ્રેયઃસિદ્ધિમાં સહાયક થઇ પડે એવું કોઇ સુબોધક આખ્યાન લખવા આ વર્ગથી પ્રાર્થના કરાઇ હતી. જીવમાત્રનું નિરન્તર હિત ચિંતવનાર તથા તત્સાધક પ્રવૃત્તિમાં આયુષ્ વ્યતીત કરનાર તે અત્યંત દયાલુ **સદ્‌ગુરુશ્રી**એ તે પ્રાર્થના સ્વીકારીને પ્રસ્તુત **શ્રીપંચવરદવૃત્તાન્ત** નામક કલ્યાણુકારક ગ્રંથનો આરંભ કર્યો હતો. જેમ જેમ એ પુણ્યવૃત્તાન્ત અવકાશાનુસાર લખાતો ગયો હતો, તેમ તેમ **શ્રીમહાકાલ**નાં વિવિધ દર્શનોમાં તે પ્રકટ થતો ગયો હતો.

નૃપતિમાં જે જે ગુણલક્ષણાદિની આવશ્યકતા નીતિશાસ્ત્રકારો કથે છે, તે તે ગુણલક્ષણાદિથી યુક્ત **શ્રીપંચવરદ** આ પૃથ્વીના શૃંગારરૂપ હતા. તેમણે પોતાના રાજનગરમાં આવી પ્રાપ્ત થતા તત્ત્વાકારપરિણામને પામેલા મહાત્માઓનો પ્રતિદિવસ સમાગમ કરવાનો નિયમ રાખ્યો હતો. એ નિયમાનુસાર અનેક મહાત્માઓનો સમાગમ એમને થયો હતો. તે પ્રત્યેક સમાગમસમયે તે તે મહાત્માદ્વારા અનેક બોધક વિષયોનું શ્રવણુ એમને થયું હતું. એમાંના **શ્રીમહાકાલ**માં પ્રકટ થયેલા પ્રથમ બે સમાગમો શ્રેયઃસાધકોને તથા અન્ય ઉદાસીન સદ્‌વિવેકી પુરુષોને એટલા બધા સુબોધક, સુખસ્વરૂપ થવાની સદ્યુક્તિઓથી પૂર્ણ, અને વૃત્તિને તથા મતિને ઉચ્ચ અધિકારે સ્થાપવા અર્થે નિરન્તર શ્રવણુમનન કરવા યોગ્ય ભાસ્યા છે કે તેમને પૃથક્ પુસ્તકરૂપે પ્રકટ કરવા તેમણે અનેક પ્રસંગે પોતાની શુભેચ્છા પ્રદર્શિત કરી હતી. તે શુભેચ્છાનુસાર ઉક્ત સદ્‌ગ્રંથના પ્રથમ બે સમાગમ પૃથક્ પુસ્તકરૂપે પ્રસિદ્ધિમાં મુકવાનો મંગલમય સમય ઇશ્વરકૃપાથી આજે પ્રાપ્ત થયો છે.

પરમ પૂજ્ય, પરમ કૃપાલુના મંગલનિકેતન કરકમલશ્રીથી ઇચ્છાનુસાર લખાતા સચ્છાસ્ત્રરૂપ ગ્રંથો કેવલ શ્રેયઃસાધકોને જ અત્યંત હિતકર ભાસ્યા છે એમ નથી, પરંતુ સત્સંસ્કારવાળી અને કલ્યાણુની ઇચ્છાવાળી અન્ય સત્પ્રજા પણુ અત્યંત પૂજ્યભાવથી તેનો આદરપૂર્વક લાભ લે છે, એ વાર્તા હવે અપ્રકટ નથી.

એ તો ખરું છે કે મૌક્તિક જેમનો આહાર નથી એવાં બગલાંઓને મૌક્તિકપ્રતિ અભિરુચિ હોતી નથી, તેમ આ સંસારમાં જન્મ ધરીને વિષયનાં તુચ્છ, ક્ષણિક સુખોનો ઉપભોગ એ જ જેમણે પોતાનું કર્તવ્યપ્રાપ્તવ્ય માન્યું હોય છે, અને તેથી ફરીને નિર્વિષયી નિત્યસુખની પ્રાપ્તિનો ઉદ્યોગ એ જેમની પ્રીતિનો વિષય નથી એવા પાપસંસ્કારપ્રધાન જીવોને નિઃશ્રેયસ સધાવનાર ગ્રંથોપ્રતિ અભિરુચિ હોતી નથી, અને તેથી તેવા કેટલાક આ વર્ગથી પ્રકટતા, પ્રધાનપણે નિર્વિષયી સુખનાં સાધનોનું પ્રતિપાદન કરનાર ગ્રંથોપ્રતિ અભાવ દર્શાવે એમાં આશ્ચર્ય જેવું નથી; કારણ કે વિદ્વાનોનો એ અનુભવસિદ્ધ નિશ્ચય જ છે કે ઉગ્ર પુણ્યના સંચયવિના નિઃશ્રેયસના માર્ગમાં યોજનાર ગ્રંથોપ્રતિ જીવોની પ્રવૃત્તિ થતી નથી.

પરમાર્થમાર્ગાનુસારી પુરુષોનો અને કેવલ સંસારાસક્ત જીવોનો સ્વભાવભેદથી પરસ્પરનો વિરોધ અનાદિકાલથી ચાલતો આવે છે; પરંતુ તેમાં ભેદ એટલો હોય છે કે કેવલ સંસારાસક્ત જીવો પ્રથમોક્ત પુરુષોપ્રતિ દૃઢ દ્વેષબુદ્ધિ સેવતા તેમનું અહિત કરવા—યદ્યપિ કોઇ પણ પ્રકારે તેમનું વાસ્તવિક અહિત તેઓથી થઇ શકે એમ છે જ નહિ તોપણ—તત્પર રહે છે; અને પરમાર્થમાર્ગાનુસારી પુરુષો વૈરબુદ્ધિથી રહિત હોઇ કેવલ સંસારાસક્ત જીવોના દુષ્ટસ્વભાવમાટે તેમની દયા ધરતા, તેમના હિતનિમિત્ત, ન્યાયબુદ્ધિથી યથાર્થ પરંતુ તેમની (કેવલ સંસારાસક્ત જીવોની) ભ્રાન્ત મતિથી તેમને અયથાર્થ ભાસતા ઉપાયો સાધે છે. આ પ્રકારનો પ્રકૃતિસ્વભાવથી જ વિરોધ હોવાથી આ વર્ગથી પ્રકટતા ગ્રંથોપ્રતિ તેવાં વિરોધીવૃત્તિનાં મનુષ્યો અનેક પ્રસંગે કદાચિત્ અભાવ દર્શાવતાં પ્રતીત થાય તથા તેઓના પાપપ્રધાનસંસ્કારજન્ય દ્વેષબુદ્ધિના પ્રબલ આવેગમાં તે સદ્ગ્રંથાદને અનેક હીન વિશેષણો યોજીને પણ પોતાના અંતઃતાપને શમાવવા પ્રયત્ન કરતા હોય તથાપિ એવા દુષ્ટ દુર્જનોનો જગત્પ્રસિદ્ધ સ્વભાવ આ વર્ગને વિદિત હોવાથી તે દુર્જનોની દુષ્ટતાથી આ વર્ગને લેશ પણ અસંતોષ થવા સંભવ નથી.

આ સ્થલે અવસર પ્રાપ્ત થવાથી લખવું આવશ્યક ગણાય છે કે આ ભૂતલમાં દુર્જન મનુષ્યોનો કે આસુરી સંપત્તિનો અસંતાભાવ કોઇ કાલે પણ હોતો નથી. તેમાં આ વર્તમાન કલિયુગ તો પાપપ્રધાન પ્રાણીની પ્રધાનતાનો કાલ જ ગણાય છે તેથી આ કાલે દુર્જનોની અધિકતા હોય એ સ્વાભાવિક છે. સંસારમાં મનુષ્યોને દુર્જ-

નસમ અનર્થ આપનાર અન્ય કોઇ પણ પ્રાણીપદાર્થ નથી, તેથી જ અમારે વારંવાર દુર્જનનાં સ્વભાવલક્ષણો વર્ણી વર્ણીને પુણ્યાંશવાળા મનુષ્યોને સાવધાન કરવા પડે છે. આ કાલે વિદ્યમાન એવા ઘણા દુષ્ટ દુર્જનો હોય અને તેમના સાક્ષાત્ દૃષ્ટાન્તો બહુ બોધક ગણાય, પણ આ પવિત્ર ગ્રંથોસાથે તે દુર્જનોનાં નામ જોડવાની અમને અભિરુચિ ન હોવાથી જ અમુક દુર્જને અમુક દુષ્ટ કૃત્ય કરચું છે એમ સ્પષ્ટ લખતા નથી, તોપણ સુજ્ઞ મનુષ્યોને તે દુર્મતિઓથી સાવધાન રાખવાની આવશ્યકતા હોવાથી તેમનાં અંતરૂનાં ચિત્રો સ્થલે સ્થલે અમે આપીએ છીએ. પરોપકારાર્થે જ જેમની સર્વ ક્રિયાઓ હોય છે એવા મહાત્માઓ તથા પરહિતની ઇચ્છાવાળા સજ્જન વિદ્વાન્ ગ્રંથકર્તાઓ પૂર્વકાલથી જ દુર્જનોનાં અંતઃકરણનાં ચિત્રને પોતાના ગ્રંથોમાં ચિતરતા રહ્યા છે તથા દુર્જનોના દુષ્ટ સ્વભાવોનાં સ્વરૂપ વર્ણવતા રહ્યા છે. આ વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા "**સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર**" એ નામના ગ્રંથમાં અનેક વિદ્વાનોએ વર્ણેલાં દુર્જનોનાં લક્ષણો વર્ણ્યાં છે તે વાંચનારના લક્ષમાં હશે જ, ગુણમાં દોષોનો આરોપ કરવો એ અસાધુઓનું લક્ષણ પ્રસિદ્ધ છે. તે લક્ષણ અસાધુરૂપ દુર્જનોનું જ છે. સજ્જનોની, મહાપુરુષોની, સત્કર્મની, સત્કથાની અને અલ્પમાં કહીએ તો સદ્વસ્તુમાત્રની નિંદા કરવી એ દુર્જનોનો સ્વભાવ છે. જે દુર્જનો પોતાની જીભવડે સજ્જનોના મલને નિંદારૂપ ક્રિયાથી ધોવામાં આનંદ માનનારા છે તે દુર્જનોને નીતિમાં કહેલા **दुर्जनं प्रथमं वन्दे सज्जनं तदनन्तरम्** આ વચનાનુસાર અમે તો જ્યાં ત્યાં પ્રથમ સ્મરીએ છીએ. અનેક પાપસંસ્કારના યોગે જેમની જીભમાં બહુ ચળ આવે છે તે દુર્જનો પોતાની જીભની તે ચળ નિવારવાને તે જીભવડે સજ્જનોની કે સત્કાર્યની નિંદા કરીને તેમના અનાયાસ પ્રાપ્ત થતા શેષ મલને ધૂએ છે. આમ છતાં એકવાર મલ ધોવાથી તેમની મહારોગવડે દૂષિત થયેલી જીભ ચળરહિત થતી નથી, પણ પુનઃ પુનઃ ચળવાળી થાય છે. અને તે દુર્જનો તે પુનઃ પુનઃ પ્રાપ્ત થતી ચળને ફરી ફરી સજ્જનોની તથા સજ્જનોનાં સુકૃતોની નિંદાવડે નિવારવા યત્ન કરે છે, પરંતુ તે તેમની દુરાશા પૂર્ણ થતી નથી. જેમ કોઇ મનુષ્યને દુષ્ટ કાળી દરાજ થઇ હોય છે અને તેને તે દરાજમાં ચળ આવે છે ત્યારે તે નખવડે, છરીવડે કે તેવા જ કોઈ તીક્ષ્ણ ધારવાળા પદાર્થવડે ઘવડે છે, તે ઘવડતી વેળા તો તે દરાજીઆને સુખ ભાસે છે, પણ તે દરાજ ખણવાથી બહુ અળતરા થાય છે ત્યારે તે સંતાપને પામતો દુઃખાનુભવ કરે છે તેમ

દુષ્કર્મના દોષરૂપ દાદરસમ મહાવ્યાધિવડે દુર્જનોની જિહ્વામાં દુર્નિવારસરખા ચળ પ્રકટે છે; તેને શાન્ત કરવાને તે દુર્જનો ધવડવારૂપ સજ્જનોની નિંદારૂપ ક્રિયા કરે છે; પણ તેથી તે ચળ ન મટતાં પાછળથી તે દુર્જનને બળતરા વધે છે અને બહુ દુઃખને ભોગવતા સંતાપવશ જ રહે છે.

આ પ્રકારે દુઃખ ભોગવનાર તથા કાંઈ પણ બદલો માગ્યા વિના પોતાના ઉત્તમાંગરૂપ જીભવડે સજ્જનોના મલ ધોનાર દુર્જનને, દ્રવ્ય, લઈને મલ ધોનાર ધોબી (રજક) કરતાં શ્રેષ્ઠ માનીએ છીએ. ઘણાં મનુષ્યો તો સજ્જનોની નિંદા કરનાર દુર્જનોનો દોષ કાઢે છે પણ અમે તે બિચારા દુર્ભાગી દુર્જનનો દોષ કાઢતા નથી. કારણ કે તેના અંતરમાં રહેલાં તેના દુષ્કર્મો તેને બળાત્કારથી આ પાપરૂપ ક્રિયામાં યોજે છે તેથી તે રંક અને પુરુષાર્થહીન દુર્જનો નિરુપાય જ હોય છે. જેમ દુષ્ટ કર્મદ્વારા કારાગૃહમાં પડીને પરવશ વર્તતા જીવને સુખની કે શુભ પુરુષાર્થની આશા હોતી નથી તેમ આ દુષ્કર્મદ્વારા કારાગૃહરૂપ શરીરમાં વસતા તથા કર્મસંસ્કારવશ વર્તતા દુર્જનપણાને પ્રાપ્ત જીવને સુખની, કે શુભ પુરુષાર્થથી સજ્જન થવાની આશા હોતી જ નથી. તેથી અનાથસરખા તે દુર્જન જીવોને અમે તો સદા દયાપાત્ર જ ગણીએ છીએ, તોપણ તેમની કૃતિ અન્યને અનર્થ કરનારી ન થાય એ અર્થે પ્રસંગે પ્રસંગે અમે દુર્જનના સ્વભાવચિત્રને લખી પ્રકટાવવા યોગ્ય ગણીએ છીએ. આ ક્રિયા પણ દોષરૂપ છે, તથાપિ ગુણના આધિક્યવાળી તથા જનહિતકર હોવાથી અમે એને સાધકદશામાં કેવલ હેય ગણી નથી.

આ જગત્માં જે જે પ્રાણીઓને સ્વભાવથી જ જે જે કાર્યની રુચિ હોય છે અથવા પૂર્વ પૂર્વ કર્મસંસ્કારવશાત્ જે જે કરવું પ્રાપ્ત હોય છે તેમને તે તે દોષરૂપ જણાતું નથી. આ પ્રમાણે હોવાથી જ જગત્માં મનુષ્યોના સર્વ વ્યવહારો ચાલે છે. કેટલાંક કાર્યો એવાં પણ છે કે જો તે તે સ્વભાવનાં મનુષ્યો તે તે કાર્ય ન કરતાં હોય તો જનવ્યવહારને મોટી હાનિ હોય છે. અરુચિકર છતાં દૃષ્ટાન્તરૂપે લઈએ તો આપણે જેમને અંત્યજ ગણીએ છીએ તે ભંગીઓ કોઈ પણ ઉંચી વર્ણ પ્રસિદ્ધ રીતે ન કરે એવું સર્વ પ્રજાજનના મલને પોતાના મસ્તકે વહન કરવાનું કાર્ય કરે છે. જો દ્રવ્ય લેતાં પણ તે કાર્ય તે ન કરે તો પ્રજાને બહુ દુઃખ પ્રાપ્ત થાય. આ પ્રકારે આ સજ્જનોના પાપરૂપ મલને જો દુર્જનો પોતાની જિહ્વાવડે ન ધૂએ તો અન્ય સજ્જનો તો એ કાર્ય [illegible] મલ

આપતાં પણ કરે નહિ, તો પછી કોણ કરે ! અને જો કોઇ જ ન કરે તો જે પાપરૂપ મલ ધોવાયા નહિ તેનું દુઃખરૂપ ફલ ભોગવવું રહે છે. આથી એમ સ્પષ્ટ થાય છે કે જો દ્રવ્ય લઇને પણ મલ વહન કરનાર અંત્યજ કેવલ તિરસ્કારને પાત્ર નથી તો આ સજ્જનના પાપરૂપ મલને દ્રવ્ય વિના જ ગ્રહણ કરનાર દુર્જનો પણ કેવલ તિરસ્કારને પાત્ર નથી, એ સહજ સિદ્ધ છે.

આ જગત્માં પરાપૂર્વથી જોતા, સાંભળતા આવીએ છીએ કે જે જે અવતારી પુરુષવર તથા મહાત્મા પુરુષો અને અન્ય સર્વ જિનહિતકર કાર્ય કરનાર સજ્જન પુરુષો થયા છે તે તે સદા દુષ્ટ દુર્જનોથી નિંદાતા, અને પીડા પામતા આવ્યા છે. આ વાર્તા **શ્રીરામકૃષ્ણાદિની** તથા **પાંડવોની** કથાથી સુપ્રસિદ્ધ છે. જ્યારે પૂર્વકાલ જે ન્યૂનદોષના કારણરૂપ ગણાય છે તેમાં પણ દુષ્ટ દુર્જનોનો સદ્ભાવ હતો તો આ કાળે તેમના અત્યન્તાભાવની આશા રાખવી એ દુરાશા જ છે.

શ્રેયઃસાધક પુરુષો તો દોષોના ત્યાગનિમિત્ત યત્ન કરનારા હોય છે તેથી દુર્જનોનાં સ્વભાવલક્ષણને રૂડે પ્રકારે જાણતા હોવા ઘટે છે અને તેથી દુર્જનની કોઇ પણ દુષ્ટ કૃતિથી તેમને આશ્ચર્ય થતું નથી પરંતુ અન્ય સુજ્ઞ જનોને પ્રસંગે દુર્જનનાં કાર્ય વ્યામોહ, ખેદ તથા આશ્ચર્યને ઉપજાવનાર થાય છે તેમને અર્થે અમે વારંવાર અભ્યાસાર્થે દુર્જનોનાં સ્વરૂપને વર્ણીએ છીએ. નીતિમાન્ વિદ્વાન્ પુરુષો તો દુર્જનપ્રતિ આચારવાના બે ઉપાય કહી ગયા છે—એક તો એ કે જો સામર્થ્ય હોય તો જોડાવતે દુર્જનનું મુખ ભાગવું, અને બીજો એ કે કંટક જેવા દુર્જનને કાંટાની પેઠે દૂર નાંખી દેવો. આમાંનો પ્રથમ ઉપાય તો અમે સેવવો બહુ ઉચિત ગણતા નથી, પણ સમયે સમયે બીજો ઉપાય સેવવા યોગ્ય ગણીએ છીએ.

આ જીવોમાં ઘણું કરીને પ્રથમાવસ્થા જેને આપણા લોકો 'ગદ્ધા પચીસી' નામથી ઓળખે ઓળખાવે છે તેમાં દુષ્ટ સંસ્કારી જીવોને દુર્જનતા પ્રાપ્ત હોય છે. ઘણું ખરું જોવામાં પણ આવે છે કે ઉન્મત્તપણું તથા દુર્જનતા પ્રથમાવસ્થામાં એટલે ત્રીસ પાંત્રીસસુધીના વયમાં દુષ્ટ સંસ્કારીઓને આવે છે. કોઇ દુષ્ટ પ્રબળ પાપવેગવાળા તો સીત્તેર વર્ષસુધી કે મરણસુધી પણ દુર્જનતાથી મુક્ત થતા નથી, તોપણ સામાન્યપણે દુષ્ટસંસ્કારયુક્ત પ્રથમાવસ્થા તથા દુષ્ટ સંગતિ દુર્જનતાના સ્થાનરૂપ હોય છે. તેથી પાપથી કે દુર્જનતાથી છૂટવાની ઇચ્છાવાળાએ સદા દુર્જનના સંસર્ગરૂપ દુષ્ટ સંગતિથી દૂર રહેવું

કોઇનું પણ હિત થાય તે દુર્જનો સહન કરી શકતા નથી.

પોતે પોતાનું અને અન્યનું અહિત કરનારા હોવાથી આ જગત્માં જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જનહિતકર પુરુષો કે તેમનાં કાર્યો પ્રકટ થાય છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તે દુર્જનો પોતાના સ્વભાવથી જ તેના વિરોધી થઈ રહે છે. પરંતુ સત્તાબલવિનાના બિચારા તે દુર્જનો પુણ્યવાન્ના થતા હિતને રોકવા સમર્થ થતા નથી. કીડી, ઉંદર અને કાગડાનો દુષ્ટ સ્વભાવ સાથે દુર્જનના સ્વભાવની સમાનતા બહુ વિદ્વાનો કહી ગયા છે, તે વિચારવંતને યોગ્ય જ ભાસે છે.

આ કાલે વિપરીત કાલબલથી તથા વિરોધી સંસ્કારબલથી ઘણાં દુર્જન મનુષ્યો અનીતિનાં તથા અધર્મનાં પ્રવર્તક વિચારવર્તન પ્રકટાવે છે, તેમ જ તેમનાં વિચારવર્તનનો બહુ વિસ્તાર થાય તો ઠીક એવી દુરાશાને વશ થાય છે. પણ તેમના દુર્દૈવથી તે તેમની દુરાશા તેમને ફળતી નથી. આ કારણથી તેવા કોઇ કોઇ દુષ્ટ વિચારવર્તનને સેવવામાં પ્રીતિવાળા તેમ જ કોઇ કોઇ દુરાચરણની વૃદ્ધિની ઇચ્છાવાળા દુરાચરણી મનુષ્યો દુષ્ટાચારને અટકાવનાર સદ્ગ્રંથોની નિંદા કરે છે. પણ તે તેમનું નિંદારૂપ પાપકર્મ તેમના મુખને શ્યામતા પ્રાપ્ત કરી તે દુર્જનોના અંતરમાં જ દાહ કરતું રહે છે. તે તેમની દુષ્કૃતિ પુણ્યવંત સજ્જનોને કે સદ્ગ્રંથને લેશ પણ હાનિ કરી શકતી નથી.

જેમ **શ્રીસૂર્ય** ભગવાન્ પોતાના પ્રકાશસ્વરૂપ મંડલથી પ્રકટ થાય છે ત્યારે તેમને પ્રતીતિમાં આણનાર અન્ય પ્રકાશક પદાર્થની અપેક્ષા હોતી નથી, તેમ જ જે સદ્ગ્રંથો છે તે તો પ્રકટ થાય છે કે તેમની પોતાની જ પ્રભાથી સર્વત્ર પ્રતીતિમાં આવી જીવોને ઉપકારક થાય છે. આ વાર્તાથી અસૂયાદિ દોષો જ જેમનાં જીવનમરણના સાથી છે એવા દુર્જનો અંતરમાં પ્રજળે છે અને તે પોતાના દુષ્ટ સ્વભાવાનુસાર તે સદ્ગ્રંથોને દોષ અર્પવા યત્ન કરે છે. પરંતુ જેમની દુર્બલ મતિ છે તથા જેમના આશયો મલિન છે એવા દુર્જનોના તે યત્નથી તેવા ગ્રંથોની ન્યૂન પ્રશંસા તથા પ્રસિદ્ધિ થવાને બદલે અધિક પ્રશંસા તથા પ્રસિદ્ધિ થાય છે.

પોતાના દુષ્ટ આશયથી લખાયલા નિર્માલ્ય લેખોની સર્વત્ર પ્રસિદ્ધિની આશાવાળા તથા પોતે યોગ્ય ગણેલા પણ ખરું જોતાં અયોગ્ય એવા વિચારોની તથા આચારોની વૃદ્ધિની આશાવાળા અને એવા જ અનેક દોષોને આશ્રય આપનારા દુષ્ટ દુર્જનોની આશા કલ્પાંતે પણ પૂર્ણ થવા સંભવ હોતો નથી. તેથી અમે તો તેમને વિનવીએ છીએ કે તેમણે તેમની દુરાશા ત્યજી દુષ્ટકર્મથી નિવૃત્ત થવું અને ઉત્તમ લેખ લખનારા તથા સદાચારની વૃદ્ધિ ઇચ્છનારા સજ્જન પુરુષોને પણ અમે તો નિવેદન કરીએ

છીએ કે દુર્જનોની નિંદાથી તમારા કાર્યને લેશ પણ અનર્થ થવાનો સંભવ નથી, માટે તેમણે પણ સદા નિર્ભયપણે પોતાના યોગ્ય કર્તવ્યમાં પ્રમાદરહિતપણે વર્તવું.

અમે તો ઇષ્ટેચ્છાવડે અમને પ્રાપ્તબલાનુસાર સદ્ગ્રંથોની ઉત્તરોત્તર પ્રસિદ્ધિ કરીએ છીએ અને તેના શુભ પરિણામની કે ફલની આતુરતાથી આશા રાખી યત્ન કરતા નથી. તોપણ સ્વપ્રકાશ **શ્રીસૂર્ય** ભગવાન્‌ની પેઠે તે ગ્રંથો પોતાના અનુપમ પ્રકાશવડે સર્વત્ર પ્રતીતિમાં આવી સર્વ સજ્જનોને રુચિકર થાય છે. એથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે આ ક્ષણપર્યંત આ જનમંડલમાં યોગ્યાયોગ્ય પદાર્થની તુલના કરનાર પુણ્યવંત પ્રજા વિદ્યમાન છે.

પુનઃ પુનઃ કહી કહીને એ જ કહીએ છીએ કે દુર્જનની સંગતથી તથા તેમના દુષ્ટ વિચારવર્તનથી કે શિક્ષણથી સજ્જનોએ સાવધાન રહીને નિરન્તર કલ્યાણના માર્ગમાં નિઃશંકપણે પગલાં ભરતા પ્રસન્ન રહેવું, અને કદાચિત્ પણ પોતાના શુભ કર્તવ્યમાં પ્રમાદ સેવવો નહિ.

જેમ વ્યવહારમાં પ્રમાદને મોટો દોષ ગણ્યો છે તેમ જ પરમાર્થમાં પણ પ્રમાદને જ મોટો અનર્થ કરનાર માન્યો છે; તેથી પ્રમાદવશ રહી દુર્જનના સંસર્ગને સેવવો નહિ. પૂર્વ મહાપુરુષો તો દુર્જનથી દેશાન્તરે રહેવાનું કહી ગયા છે.

આ આદિ પ્રકારે પ્રાચીનઅર્વાચીન સર્વ સદ્ગ્રંથોમાં દુર્જનના સંસર્ગથી દૂર રહેવા કહ્યું છે. દુર્જનને નીચામાં નીચી ઉપમાઓ આપીને નિંદ્ય કહ્યો છે એ વાર્તા સત્ય છે તોપણ સદા ઊંચી ગતિને પામનારા સાધક પુરુષોએ તો સદા સમબુદ્ધિ કર્તવ્ય છે, કારણ કે જ્યાં સુધી હર્ષશોકાદિ દ્વંદ્વધર્મ અંતઃકરણમાં વેગથી વર્તતા હોય છે ત્યાંસુધી પરમાર્થસાધક મહાપુરુષને મુક્તત્વમાં વિઘ્ન હોય છે, માટે શ્રેષ્ઠ પુરુષોએ તો કલ્યાણમાં વિઘ્ન કરનારા દ્વંદ્વધર્મોનું વિસ્મરણ કરીને સમચિત્તવાળા થવાને જ સદા યત્ન રાખવો. **શ્રીમદ્ ભગવદ્ગીતામાં** પણ આ સંબંધમાં આ પ્રમાણે કહ્યું છેઃ—

**जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥**

**ભાવાર્થઃ**—સાધક પુરુષને ચિત્તના વિક્ષેપને કરનાર કારણરૂપ શીતઉષ્ણ સુખદુઃખ આદિ દ્વંદ્વધર્મ જ્યારે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ત્યારે, તથા જ્યારે જ્યારે ચિત્તવિક્ષેપને પ્રકટ કરનાર કારણરૂપ જનમંડલમાં પ્રાપ્ત થતું અકારણ સ્તુતિરૂપ માન તથા અકારણ નિંદારૂપ

અપમાન પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે જે મહાપુરુષ જિતાત્મા તથા પ્રશાન્ત હોય છે અર્થાત્ અનુકૂલપ્રતિકૂલ જોવા સાંભળવા આદિ વ્યવહારથી જેમની ઇન્દ્રિયમાં ક્ષોભ કે વિકાર થતો નથી તથા જેમની વૃત્તિમાં તે અનુકૂલપ્રતિકૂલ વ્યવહારના ભાનથી રાગદ્વેષાદિ ધર્મરૂપ વિકાર પ્રકટતો નથી, તે મહાપુરુષને જ પોતાનો સ્વપ્રકાશ જ્ઞાનરૂપ આત્મા સમાધિનો વિષય થાય છે.

ઉક્ત વચનાનુસાર કદાચિત્ દુર્જન મનુષ્યોએ આદરેલા અનુચિત વ્યવહારને કે દુર્જને વદેલાં ક્રૂર, અપ્રિય કે કેવલ પ્રતિકૂળ વચનોને જોવા જાણવાથી પણ સાધક મહાપુરુષોએ તો સ્વપરહિતાર્થે પોતાના અંતઃકરણને સદા શાન્ત નિર્વિકાર જ રાખવું જોઇએ.

વળી આગળ કહ્યું છે કે

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥**

**ભાવાર્થ**:—સત્શાસ્ત્રે પ્રતિપાદન કરેલા પદાર્થોને વિષય કરનારી એવી શ્રીસદ્ગુરુના ઉપદેશથી રચાયેલી જે બુદ્ધિ તે જ્ઞાન, અને સર્વ પ્રકારના સંશયવિપર્યયઆદિ દોષોથી રહિત અંતઃકરણની શુદ્ધવૃત્તિદ્વારા તે શાસ્ત્રોક્ત પદાર્થને સ્વાનુભવવડે અપરોક્ષ કરવા તે વિજ્ઞાન,—આ પ્રકારનાં જ્ઞાનવિજ્ઞાનવડે તૃપ્ત છે આત્મા અર્થાત્ ચિત્ત જેમનું તે જ્ઞાનવિજ્ઞાનતૃપ્તાત્મા છે. આ પ્રકારે તૃપ્ત હોવાથી જે કૂટસ્થ અર્થાત્ સર્વ વિકારોથી રહિત અચલ છે તથા જિતેન્દ્રિય છે અર્થાત્ રાગદ્વેષપૂર્વક શબ્દસ્પર્શાદિ વિષયોનું ગ્રહણ કરવાને જેની ઇન્દ્રિયો સ્વતંત્રપણે સમર્થ રહી નથી તે, તથા જેને મૃત્પિણ્ડ, પાષાણ અને સુવર્ણ સમાન છે અર્થાત્ જે જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત હોવાથી અચલ છે અને અચલ અવિક્રિય હોવાથી વિજિતેન્દ્રિય છે, તે આ સંસારમાં વ્યવહારાર્થે અલ્પજ્ઞ જીવોએ અવિદ્યાવડે માનેલા મૃત્પિણ્ડના, પાષાણના તથા સુવર્ણાદિપદાર્થોના ભેદને ન અનુભવતાં તે સર્વને તત્ત્વદૃષ્ટિથી સમ ગણે છે. આ સ્થલે લોષ્ટશબ્દવડે મૃત્તિકામય સર્વ પદાર્થોનું ગ્રહણ કરવું, કારણ કે લોષ્ટ શબ્દ મૃત્તિકામય વાચક છે. અમરકોષમાં **लोष्टानि लेष्टवःपुंसि=लोष्टं लेष्टुः द्वे मृत्तिकाखण्डस्य**=લોષ્ટ તથા લેષ્ટુ એ બે શબ્દ મૃત્તિકાખંડના વાચક છે, એમ કહ્યું છે. અશ્મશબ્દવડે સામાન્ય પાષાણોનું તથા રત્નમણિઆદિ વ્યવહારમાં મૂલ્યવાન્ મનાતા પાષાણમય પદાર્થોનું પણ ગ્રહણ કરવું. કારણ કે રત્નમણિઆદિની પાષાણમાં જ ગણના કરાયેલી છે. અમરકોશમાં **रत्नं मणिर्द्वयोर-**

23990



**इमजातौ=रत्नं मणिःद्वे अ‌..जाता** રત્ન મણિ બે પથરાની જાતમાં છે એમ કહ્યું. મરકત મુક્તાઆદિને પણ એમાં જ ગણ્યાં છે. શ્લોકમાં કહેલો અશ્મશબ્દ પથ્થરનું નામ છે. અમરકોષમાં **पाषाण-प्रस्तरग्रावोपलाश्मानः शिला दृषत्=पाषाणः प्रस्तरः ग्रावा उपलः अश्मा शिला दृषत् सप्त पाषाणस्य**-આ સાત નામ પથ્થરનાં છે એમ કહ્યું છે. ગ્રંથાન્તરે સુવર્ણરજતની પણ રત્નમાં ગણના કરી છે તથાપિ મૃત્તિકા, પાષાણ અને ધાતુનું પૃથક્ ભાન કરાવવા માટે અત્ર શ્લોકમાં લોષ્ટ, અશ્મ અને કાંચનને પૃથક્ લખ્યાં છે. અત્ર કાંચન શબ્દવડે સુવર્ણાદિ સર્વ ધાતુમય પદાર્થોનું ગ્રહણ કરવું કાંચન શબ્દનાં સુવર્ણાદિ નામો કોષોમાં પ્રસિદ્ધ છે. અમરકોષમાં **स्वर्णं सुवर्णं कनकं हिरण्यं हेम हाटकम् । तप..यं शातकुम्भं गांगेयं भर्म कर्बुरम् ॥ चामीकरं जातरूपं मह...... । रुक्मं कार्तस्वरं जांबूनदमष्टापदोऽ स्त्रियाम्** એ પર્યાય શબ્દોરૂપે કાંચનનાં નામો આપ્યાં છે.

આ પ્રકારે જે મૃત્તિકામય, પાષાણમય અને ધાતુમય પદાર્થોને પરમતત્ત્વનાં જ્ઞાનવિજ્ઞાનવડે તૃપ્ત, અચલ અને વિજિતેન્દ્રિય થયેલા તત્ત્વદૃષ્ટિથી સમ ગણે છે, તે મહાત્માજ નિર્દ્વંદ્વ વા પરવૈરાગ્યથી યુક્ત હોવાને લીધે યોગારૂઢ કહેવાય છે. વળી જેમ આ મણિ રત્ન, મરકતાદિ મૂલ્યવાન્ મનાતા પાષાણોને અને સુવર્ણાદિ મૂલ્યવાન્ મનાતી ધાતુઓને, સામાન્ય પાષાણ ને મૃત્તિકાસમ ગણનાર જે મહાપુરુષને યોગયુક્ત કે યોગારૂઢ કહ્યા છે, તેમજ જે પુરુષની શત્રુમિત્રાદિમાં સમબુદ્ધિ હોય છે, તે પુરુષની તો સર્વ યોગી પુરુષોમાં શ્રેષ્ઠતા વર્ણી છે.

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥**

**ભાવાર્થ:—** જે પુરુષ પ્રત્યુપકારની અપેક્ષા ન રાખીને પૂર્વ સ્નેહસંબંધવિનાનાં સર્વપ્રતિ ઉપકાર કરે છે તેવા સુહૃદ્પ્રતિ, તથા જે પુરુષ પૂર્વસ્નેહની અપેક્ષાવડે જ અન્યપ્રતિ ઉપકાર કરનાર છે તેવા મિત્રપ્રતિ, તથા અન્યવડે કરાયેલા અપકારની અપેક્ષાવિના જ માત્ર પોતાના દુષ્ટ ક્રૂર સ્વભાવથી જ જે પુરુષ બીજાને અપકાર કરે છે તેવા અરિપ્રતિ, તથા પરસ્પર વિવાદ કરનાર બે મનુષ્યમાંથી કોઇના પણ હિતની કે અહિતની ઇચ્છા નહિ કરતાં તે બેની ઉપેક્ષા કરનાર જે છે તેવા ઉદાસીન પુરુષપ્રતિ, તથા પરસ્પર વિવાદ કરનાર

એ પુરુષના હિતની ઇચ્છા કરનાર જે મધ્યસ્થ પુરુષ હોય છે તેમના પ્રતિ, તથા અન્યે કરેલા અપકારની અપેક્ષાવડે જે તે અન્યપ્રતિ અ-પકાર કરે છે તેવા દ્વેષ્ય પુરુષપ્રતિ, તથા કિંચિત્ સંબંધવડે જ ઉપ-કાર કરનાર જે પુરુષ છે તે બંધુ કહેવાય તેવા બંધુપ્રતિ, તથા શાસ્ત્રવિહિત શુભ કર્મોને કરનાર એવા સાધુ પુરુષપ્રતિ, તથા શા-સ્ત્રનિષિદ્ધ અશુભ કર્મોને કરનાર જે પાપી પુરુષ હોય છે તેમના પ્રતિ અને એ જ પ્રકારે એ આદિ અન્ય સર્વ પ્રાણીઓ પ્રતિ જે પુરુષ સમબુદ્ધિ રાખે છે અર્થાત્ કોણ કેવાં કર્મોને કરનાર છે એ આદિ વિચારો પોતાના અંતરમાં ન પ્રકટાવીને જે સર્વત્ર રાગદ્વેષથી રહિત છે એવા સમબુદ્ધિવાળા પુરુષ સર્વથી ઉત્કૃષ્ટ છે.

આ આદિ અનેક શાસ્ત્રપ્રતિપાદિત વચનોથી સ્પષ્ટ થાય છે કે અંતમાં સમબુદ્ધિ જ સર્વ પરમાર્થસાધક પુરુષોને કર્તવ્ય છે, જેથી અમુક પુરુષ અમુક વ્યવહારો કરે છે માટે દુર્જન છે અને અમુક પુરુષ અમુક પ્રકારે વર્ત્તે છે માટે સજ્જન છે એ આદિ વિચારો ક-રવા કે તેમના પ્રતિ રાગદ્વેષ ધરવો એ અત્યંત ઉચિત નથી, માટે એમાં હેયબુદ્ધિ ધરવી ઘટે છે. તોપણ સાધકદશાપર્યન્ત સેવવાયોગ્ય નિયમને અનુસરીને પ્રસંગે જનહિતાર્થે વિવેકવચનોને નિરૂપાયથી વદવાં કે લખવાં ઉચિત ગણ્યાં છે.

આ વિચિત્ર સંસારમાં કોઇ પણ પુરુષ પોતાની, પોતાના કાર્યોની કે પોતાનાં સંબંધીની સર્વ એક સરખી રીતે સદા સ્તુતિ કરે એવી આશા રાખવી એ કેવલ દુરાશા જ છે. માટે સજ્જન પુરુષોએ સદા એ પ્રકારની દુરાશાનો ત્યાગ કરતાં પ્રિયઅપ્રિયને સહન કરતાં સમબુદ્ધિ થવાને અભ્યાસ રાખવો એ જ સર્વોત્તમ નીતિ છે.

આ આદિ અનેક સદ્બોધને આપતો આ ગ્રંથ સર્વ સજ્જ-નોના હૃદયને તથા હસ્તને શોભાવતો વિજયી થાય તથા એવા જ-નહિતકર ગ્રંથો ઉત્તરોત્તર પ્રકટાવવા અમને સુયોગ મળે એ જ માત્ર ઇષ્ટપ્રતિ અમારી અભ્યર્થના છે.

આ વર્ગથી પ્રસિદ્ધ થયેલા અન્ય ગ્રંથોની પેઠે આ ગ્રંથ પણ પોતાની પ્રભાવડે સુપ્રસિદ્ધ થયો છે અને થશે તેથી એની અધિક સ્તુતિ અત્ર ન કરતાં આ સૂચનાને આ ક્ષણે આ સ્થલથી જ પૂર્ણ કરીએ છીએ.

**વીરક્ષેત્ર (વડોદરા)**
સંવત્ ૧૯૫૨ અધિક જ્યેષ્ઠ
શુક્લ પક્ષ ૧૨, રવિવાસર.

**શ્રેયઃસાધક અધિકારિવર્ગ**

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

સર્વજ્ઞત્વ તથા સર્વ શક્તિના દાતા **શ્રીવિશ્વેશ્વરને** નમસ્કાર.

આ પ્રવાહરૂપે ક્રમથી વૃદ્ધિ તથા હાનિને પ્રાપ્ત થતા વેગવડે વહેતા સંસારમાં નમસ્કાર કરવા યોગ્ય કોણ છે? તે વિલક્ષણ વેગ જેને વશ વર્તે છે તે **પરમાત્મા** જ છે, જે **પરમાત્મા** સત્તાદ્વારા જગદાકાર પરિણામને પામેલા કલ્પનાના આદિ કાલથી મનાયા છે, તે પોતે જ જો સર્વરૂપ હોય તો પોતે પોતાને નમસ્કાર કરવા યોગ્ય નથી, અર્થાત્ કોઇને નમવાપણું રહેતું નથી; એમ છતાં પણ યાવત્-પર્યંત સર્વપણાને પ્રાપ્ત આ કાર્યપ્રપંચરૂપ જગત્માંહેલા અસંખ્ય પ્રાણી જે સર્વ શબ્દથી ગ્રહણ કરવાયોગ્ય છે તે સર્વમાંના પ્રત્યેકને પોતાના સર્વપણાનો યથાર્થ અનુભવ નથી તાવત્પર્યંત તે પ્રત્યેકે, પ્રાપ્તભેદ-બુદ્ધિવડે સર્વરૂપને અથવા સર્વના સ્વામીને નમસ્કાર કરવા યોગ્ય છે. આ જગત્માં વહેનાર પ્રત્યેક, તે સંસારવાહક વેગને વશ વર્તાવનાર નથી, માટે આ પ્રત્યેકથી ભિન્ન એવા સ્વતંત્ર, સર્વદૃશ્યપ્રપંચને હલાવનારચલાવનાર વેગના સ્વામિત્વવાળા **પરમાત્માશ્રીને** તે પ્રત્યેક નમસ્કાર કરે અર્થાત્ નમે એ યોગ્ય છે. પ્રધાન સત્તાને ગૌણ સત્તા નિરંતર નમવા યોગ્ય છે એ નિયમ.

પોતાના પોતાપણાને યથાવત્ જાણનારે ક્રિયાના આરંભમાં નિર્દોષ ક્રિયાને નિરભિમાનપણે કરવી એ અગત્યનું છે, કારણ કે ક્રિયામાત્ર દોષના મિશ્રણવાળી છે. તે દોષમિશ્ર ક્રિયામાં રહેલા સંપૂર્ણ દોષને નિષ્ફલ કરનારી નિર્દોષ ક્રિયા છે. ત્યાં 'ક્રિયામાત્ર દોષવાળી છે', અને 'નિર્દોષ ક્રિયાને કરવી' એ બે વાકયો વિરોધીસરખાં ભાસે છે, પણ તે વિરોધનું નિવારણ આ છે. ક્રિયાના મુખ્ય બે ભેદ છેઃ ગુણપ્રધાન, અને દોષપ્રધાન. ત્યાં ગુણપ્રધાનને ઉપર નિર્દોષ ક્રિયા કહી છે, કારણ કે તેમાં ક્વચિત્ સ્થલે ગૌણપણે દોષની સ્થિતિ હોય છે; અને દોષપ્રધાનમાં ક્વચિત્ ગુણની પ્રાપ્તિ હોય છે, તથાપિ તેને

પાપરૂપ ક્રિયા જ કહી છે. આ પ્રકારે જ આપણા પૂર્વજોએ પુણ્ય કર્મ તથા પાપ કર્મના ભેદ પાડયા છે.

આ પ્રકારે આ ક્રિયામાં ગૌણપણે આવનાર દોષોના અનિષ્ટ ફલની નિવૃત્તિજનક, સર્વેશ્વરને નમસ્કાર કરવારૂપ નિર્દોષ કર્મરૂપ મંગલને કરીને હવે શ્રેયની ઇચ્છાવાળા, નિત્યાનિત્ય વિવેકમાં પ્રવેશેલી બુદ્ધિવાળા, તથા ઉત્તરોત્તર ઇષ્ટપ્રાપ્તિની ઇચ્છાવાળા સમગ્ર અધિકારિવર્ગને સદ્બોધ આપાર, વિશ્વવિભવનું ભાન કરાવનાર, ક્ષણિક તથા ચિરકાલપર્યંત કલેશની અપ્રતીતિ કરાવનાર, સંતપ્ત વૃત્તિને શાંત કરનાર, મિથ્યા મોટાપણાના અભિમાનથી મુકત કરનાર તથા એ વિનાની સર્વ જાણવાયોગ્ય વાર્તાને જણાવનાર શ્રીપંચવરદના સૌમ્ય તથાપિ અદ્ભુતસરખા પ્રતીત થતા વૃત્તાંતને કહીએ છીએ.

આ દેવભૂમિમાં સર્વ પ્રકારે ઈશ્વરસદૃશ મનાએલા, અને પુરુષોત્તમમાં ગણાએલા અનેક દિવ્ય સામર્થ્યવાળા પુરૂષો અનેક નિમિત્તે પ્રકટયા છે, તેમાંના એક આ શ્રીપંચવરદ છે. તેમનું સંપૂર્ણ ઐશ્વર્ય વર્ણવતાં અલૌકિક સામર્થ્યવાળા પણ પાછા હઠી મૌન ગ્રહે એવું છે તો અન્ય કોણ સંપૂર્ણ અંશે કહી શકે ? કોઇ જ નહિ. તેમ છતાં જેમ સમુદ્રના અગાધ જલમાંથી પક્ષી પોતાની ચંચુના પ્રમાણમાં જલ ગ્રહણકરી કૃતકૃત્ય થાય છે તેમ તે પુનિત પુરુષના વૃત્તાંતને યથામતિ લખવા પ્રવૃત્ત થઈએ છીએ.

શ્રીપંચવરદ પૂર્વ કાલે એક દ્વીપાંતર્ગત સમગ્ર પૃથ્વીના નિષ્કંટક રાજ્યને ચક્રવર્તિપણે ભોગવી વિષયવાસનાથી મુક્ત થઈ સુખસ્વરૂપ થયા હતા. રાજ્યના ભોગસમયે અન્ય સકલ વિષયભોગ જે રાજભોગની અપેક્ષાથી અવાંતર ભોગ ગણવાયોગ્ય છે તે સર્વને સહજ સ્વભાવે ભોગવી તૃપ્ત થયા હતા. સર્વોત્તમ દેવાંગનારૂપ સ્ત્રીઓ, સંપૂર્ણ વિદ્યાકલામાં કુશલ પુત્રો, તથા સદ્ગુણી પ્રપૌત્રોવડે શોભતા તે શ્રીપંચવરદ પોતાના ઉત્તર વયમાં સ્વસ્વરૂપ પરમાત્મતત્ત્વમાં વિલીન ચિત્તવડે શેષપ્રારબ્ધના સંબંધે જીવનમુક્તિસુખને અનુભવતા વિદ્યમાન હતા. તે સમયમાં કીર્તિનો આશ્રયસ્તંભ એ ભૂમિમાં એમનાથી ભિન્ન ન હતો, તેથી કલાવાન્, વિદ્વાન્, ગુણવાન્ તથા નાના વિભવવાન્ અસંખ્ય પુરુષો તેમના અવલોકવામાં યથાર્થ રીતે આવ્યા હતા; જેથી તેવા પુરુષોપાસેથી તેમને પ્રાપ્તવ્ય તથા શ્રોતવ્ય કાંઇ અવશેષ રહ્યું ન હતું. યદ્યપિ સર્વાશાપરિત્યાગપશ્ચાત્ જીવન્મુક્તાવસ્થાના ભોગસમયે આ જગત્માં કાંઇ જ પ્રાપ્તવ્ય અથવા જ્ઞાતવ્ય કે શ્રોતવ્ય રહેતું નથી

જ, તોપણ આ **શ્રીપંચવરદ** મહાત્માએ તો પોતાની સત્ત્વશ્રવણેચ્છારૂપ એક શુદ્ધ કામનાવૃત્તિને જાગ્રત્ રાખી હતી, અર્થાત્ નિઃશેષપ્રારબ્ધક્ષયપર્યંત તેને નિત્યનિવૃત્ત રહેવા પુરુષપ્રયત્ન કરચો ન હતો. આ કારણથી તેમણે એક પ્રસંગે પોતાના નિપુણ સેવકોને આ પ્રકારની આજ્ઞા કરી હતી કે અષ્ટ દિશાપ્રતિ સ્વેચ્છાએ વિચરનાર વિરક્તસરખા પુરુષો જેઓ પોતાના શરીરના નિર્વાહક હેતુઓને સેવતા હોય એવા સર્વને સવિનય મારા સમીપ લાવવા; તેમને મારા સમીપ લાવવામાં કોઈ પ્રકારે પણ તેમનાં અંતઃકરણને દબાણ થાય એવું કૃત્ય કરશો નહિ; આપણા નગરભીતર પ્રવેશતા, તથા નગર બહારથી માર્ગે જતા એવા પુરુષોની નિરંતર શોધ રાખી તેમને યથાયોગ્ય પ્રકારે મારા સમીપ આણવા પ્રમાદરહિતપણે યત્ન કરવો; પછી આ મારો એકાંતગૃહમાં તેમની અનુકૂલતાના સમયે તેમને તથા મને પ્રથમ નિવેદન કરીને પછી સંમાનપૂર્વક પધરાવવા; ત્યાં પધરાવ્યાપૂર્વે તેમની યોગ્ય પ્રકારે યથાર્થ સેવા ઉઠાવવી. આ પ્રકારની આજ્ઞાનો સ્વીકાર કરી તે સુજ્ઞ સેવકો નગરમાં પ્રવેશક દ્વારોએ તથા આઠ માર્ગોએ યોગ્ય પ્રકારે વ્યવસ્થા કરતા હતા.

**શ્રીપંચવરદ** મહાત્મા, જ્યારે પુત્રોને રાજ્ય સ્વાધીન કરચા પૂર્વ પોતે રાજસત્તાને પ્રવર્તાવતા હતા ત્યારથી જ નિરાશ્રિત પ્રવાસી માત્રને અર્થાત્ જેમને નગરમાં પોતાની આગતાસ્વાગતા કરે એવા સંબંધી સ્નેહીનો અભાવ હોય તે સર્વને યોગ્ય પ્રકારે સ્થલ, જલ, અન્ન, આવશ્યક વસ્ત્ર તથા ધનવડે સેવતા હતા, તેથી આ જગત્માં શ્રેષ્ઠ ગણાતા આ પાંચ વ્યવહારોપયોગી પદાર્થના દાતા જાણીને તેમને મૂલથી જ સર્વ પ્રજા **પંચવરદ** નામથી ઓળખતી, અને તેમના સ્થૂલની મુખ્ય સંજ્ઞા વડિલોએ તો ત્રિપતિ રાખી હતી.

અજ્ઞાત અવસ્થાવિનાની બાલ્યાવસ્થામાં તેમણે રૂડે પ્રકારે વિદ્યા તથા કલાનું અધ્યયન કરચું હતું, યુવાવસ્થામાં પ્રાપ્ત પદાર્થ તથા સત્તાનો સદુપયોગ કર્યો હતો, અને ઉત્તરાવસ્થામાં સર્વ સદ્ગુણની પૂર્ણ પ્રાપ્તિપૂર્વક અધ્યાત્મજ્ઞાન સંપાદન કરચું હતું.

આ લોકમાં આયુષ્નો ઉચિત પ્રકારે ક્ષય કરવામાં એમના જેવા પુરુષ ક્વચિત્ જ થયા હશે અને થશે, એમ માનવામાં લેશ માત્ર પણ સંશય નથી એટલું કહીને હવે એમનો ખાસ વૃત્તાંત અટકાવીએ છીએ. પ્રસંગવશાત્ આવવા યોગ્ય હશે તે આગળ આવશે.

આ સર્વઐશ્વર્યસંપન્ન શ્રીપંચવરદની આજ્ઞાપ્રમાણે વ્યવસ્થા કરનાર સેવકોએ ઉત્તરોત્તર જે જે મહાત્માનો શ્રવણસમાગમ એ મહાત્માને કરાવ્યો તેને ક્રમે કરી લખીએ છીએ.

## प्रथम समागम.

પોતાના એકાંત સ્થાનમાં અતિથિમહાત્માના પ્રવેશના સંધિપૂર્વે ઉભેલા શ્રીપંચવરદે, અતિથિના પ્રવેશસમયે મંદમંદ હસતાં સંમુખ ચાલી પ્રશસ્ત રીતે તેમને નમન સરખો ભાવ આપી આલિંગન લીધું તથા સવિનય દિવ્ય આસનઉપર તે અતિથિમહાત્માને બેસાડી પોતે પણ સુશોભિત આસનઉપર બેઠા, અને સ્વસ્થ થઈ આ પ્રકારનાં પ્રિય વચનો બોલ્યા.

હે મોહપ્રવાહના પારને પામેલા ! આ સમય મોટા પુણ્યના ઉદયનો છે, કે જેમાં આપસરખા નિરામય ચિત્તના સત્પુરુષોનો સમાગમ કરવાનો રુડો અવસર મને મળ્યો છે. આપે ઉગ્ર પુણ્ય તથા પુરુષપ્રયત્નવડે પ્રાપ્ત થનાર આ સહજાવસ્થાને પ્રાપ્ત રહી આ ભૂમંડલઉપરનાં અનેક સ્થલોને પવિત્ર કર્યાં હશે, તથા આ લોકની સામાન્ય મર્યાદાને જાણનાર આપે અનેક સામાન્ય પ્રસગોને અવલોકન કર્યાં હશે તથા અનુભવ્યા હશે, તેમ જ આ સામાન્યાવસ્થાથી અતિરિક્ત વિશેષાવસ્થાને પ્રાપ્ત મહાજનોને અનેક સ્થલે જોયા હશે; જેથી આ સંસારમાં સામાન્ય તથા વિશેષાવસ્થાનાં સંપૂર્ણ સ્વરૂપ આપને અજ્ઞાત નહિ જ હોવાં ઘટે છે. તેથી આપના પ્રતિ મારી એ પ્રાર્થના છે કે આપે આ વર્તમાન શરીરવડે ભુક્ત આયુષ્માં જે જે વિશેષ પ્રસંગને અનુભવ્યા અથવા અવલોકયા હોય તે તે સમગ્ર પ્રસંગને કૃપા કરી, તે વિષયશ્રવણની આતુરતાવાળા મને તૃપ્ત કરવા અર્થે કથન કરો.

અતિથિ બોલ્યા, હે આપ્તકામ ! આપની મુખમુદ્રા તથા વાણીઆદિની સંપૂર્ણ પ્રવૃત્તિપ્રતિ યથાર્થ લક્ષ કરતાં સ્પષ્ટ જણાય છે કે આપ નિત્યતૃપ્ત પુરુષ છો. આ સમ્યક્ પ્રકારે અર્થાત્ વસ્તુતઃ સારરૂપ છતાં અયથાર્થ દૃષ્ટિથી સારરહિત મનાતા સંસારપ્રવાહમાં પ્રાપ્તવ્યજ્ઞાતવ્ય જે છે તેને આપ સ્વાધીન કરી રહ્યાસરખા ભાસો છો, તેથી અન્ય અનેક સામાન્યવિશેષ પ્રસંગો જે મેં અનુભવ્યા છે તે તો આપના સમીપ કથન કરવા યોગ્ય ગણાતા નથી. તેમ છતાં પણ યથાર્થ શ્રવણમાં પ્રીતિવાળા આપના પ્રતિ શ્રવણ કરવા યોગ્ય માત્ર

એક જ પ્રસંગ છે, જે મેં અદ્ભુત પ્રકારે ચિત્રારણ્યની પવિત્ર ભૂમિમાં અનુભવ્યો છે.

હે સર્વૈશ્વર્યસંપન્ન ! પ્રસન્ન ચિત્તથી શ્રવણ કરો. તે શ્રવણ કરવાયોગ્ય, વાસ્તવે અદ્ભુત ન છતાં અદ્ભુતસરખો પ્રતીત થતો પ્રસંગ કહું છું.

વ્યતીત દશમે વર્ષે, મારી છેલ્લી તપશ્ચર્યાની સમાપ્તિએ, હું અપ્રસિદ્ધ તથા પ્રસિદ્ધ ક્ષેત્રોમાં વિચરવાના નિશ્ચયપૂર્વક તે તપોભૂમિનો નમસ્કારપૂર્વક પરિત્યાગ કરીને નીકળ્યો. ત્યાંથી વિવિધ ક્ષેત્રોમાં વિચરતો વિચરતો એક અલૌકિક સામર્થ્યવાળા યોગતત્ત્વવિત્ પુરુષના આ પ્રકારના સમાચારને સાંભળતો હતો કે 'તે પુરુષ **સ્વેચ્છાચારી** છે, અનિયમિતપણે ભિન્ન ભિન્ન સ્થાનોને સેવે છે, મનુષ્યાદિના સંગનો કેવલ ત્યાગ સેવે છે, અને ન ઓળખી શકાય એવી અજ્ઞાતાવસ્થાના આદરવાળા વિચિત્ર વેષથી વિકટ સ્થાનોમાં ઘણો કાલ વ્યતીત કરે છે.' આ આદિ વાર્તાને એક વિશ્વાસ કરવાયોગ્ય વૃદ્ધ મહાત્માના મુખથી શ્રવણ કરીને તેમની શોધ કરતો કાલે કરીને હું ચિત્રારણ્યમાં આવી પહોંચ્યો. આ ચિત્રારણ્ય પ્રવેશ કરતાં જ ભયની ઉત્પત્તિ કરનાર જણાયું. અષ્ટ દિશામાં અસંખ્ય વિવિધ જાતિનાં વૃક્ષોથી તે વેષ્ટિત હતું, અને મધ્યે પણ સરલ માર્ગને મૂકયા વિના સર્વ ભૂમિ વનૌષધિએ જ રોકી હતી. ગંભીર ઝાડીમાં ચાલનાર પુરુષ આગળ પાછળ તથા અન્ય બાજુએ નિર્વિઘ્ન દૃષ્ટિ ન નાંખી શકે એવી અને સત્વર ન માર્ગ કાપી શકે એવી અસરલ વૃક્ષોની ગુંજવાળી એ અરણ્યની ભૂમિ હતી.

કિંચિત્ કિંચિત્ કાલને અંતરે વિવિધ દિશામાંથી ગંભીર, જાડો અને ભયંકર, સિંહના નાદસરખો નાદ શ્રવણે પડતો. એવે પ્રસંગે કાચા હૃદયવાળા અને જીવવાની આશાવાળા નિઃસત્ત્વ પ્રાણીના પ્રાણ તો શરીરમાં ભાગ્યે જ ટકે એમ ભાસતું. ન સહન થાય એવા ભયને આપનાર શબ્દના શ્રવણથી હૃદય વેગથી ધડકવા માંડે, અને સર્વ ઇંદ્રિયો શિથિલ થઈ જાય, જેથી સશક્ત પુરુષ પણ એ પ્રાણઘાતક શબ્દોના શ્રવણ પછી એક પણ આઘુંપાછું પગલું મૂકવાને સમર્થ રહે એવું અનુમાન પણ થઈ શકે એમ ન હતું. વ્યાઘ્રાદિ વિકરાલ પશુઓ સંકડાશમાં આવેલા વૃક્ષોની વચમાંથી પ્રસંગે ભચરડાઈને નીકળી ભારે શબ્દોને કરતાં દૃષ્ટિએ પડે, ત્યારે તો સમીપમાં આવી ગયેલો અધૈર્યવાન વિષયાસક્ત પ્રાણી તો મૂર્છાને પ્રાપ્ત થયા વિના ન જ રહે. અસંખ્ય ભયંકર વિષધર તો સ્થલે સ્થલે ફરતા નિરંતર

દૃષ્ટિએ પડતા, જેથી નિર્ભય, મરણનો આદર કરનાર પુરુષ વિના કોઇ પણ આ અરણ્યમાં પ્રવેશી શકે એમ ન હતું. હે ત્રિલોકેશસખા ભૂપતિ ! સંક્ષેપમાં કહું છું કે એ અરણ્ય આ ભૂમંડલમાં મારાં જોયેલાં સર્વ સ્થાનમાં અત્યંત વિકટ હતું.

હે મહામુક્ત ! એ ચિત્રારણ્યમાં પ્રવેશ કરવો અતિ કઠિણ હોવાથી વ્યાવહારિક મનુષ્ય તો કદાચિત્ પણ એમાં પ્રવેશ કરતા ન હતા, અને વિરક્ત પુરુષમાંના કોઇ, જે નિર્ભયતા આપનાર વિરાગને પ્રાપ્ત થયેલા તેવા, પ્રસંગે કોઇ નિમિત્તથી પ્રવેશતા; પણ થોડું ચાલીને નિષ્પ્રયોજન પ્રવેશ વિચારી પાછા હઠી જતા. આ સઘળું પ્રથમથી જાણવા છતાં પણ મૃત્યુને પણ ઉત્સવરૂપ માનનાર હું તો એ અરણ્યના અવધિને જોવા નિર્ભયપણે ઉત્તરોત્તર પ્રવેશ, એક દિશા બાંધી કરતો હવો. દિવસના ચાર પ્રહર અખંડ ચાલ્યો, તેમાં અનેક પ્રાણઘાતક પ્રસંગ આવી ગયા, પણ જે જેની ઇચ્છા કરે છે, તે તેનાથી દૂર રહે છે; અને જે જેની અનિચ્છા રાખે છે તે તેના સમીપ આવી પ્રાપ્ત થાય છે, એ નિયમાનુસાર મરણનો આદર કરનાર મને તે પ્રસંગ મરણને મેળવી શક્યા નહિ.

રાત્રિ પડવાથી અંધકારમાં માર્ગ પ્રતીત નહિ થશે એવા વિચારથી સંધ્યાકાલના સમયે મેં એવો નિશ્ચય કર્યો કે કોઇ કંટકાદિ ઉપાધિથી રહિત વૃક્ષઉપર શ્રમ જણાયેથી તથા ચાલવાને નિરુપાય થવાથી વિશ્રામ કરીશ. પણ જેમ જેમ સમય જવા માંડયો તેમ તેમ તો મને સૂર્ય, ચંદ્ર તથા દીપકના પ્રકાશકરતાં વિલક્ષણ પ્રકાશ સ્થલે સ્થલે જણાવા લાગ્યો. જ્યારે મેં વધારે ચોકસી કરી કે આ પ્રકાશ શેનો છે, ત્યારે મને જણાયું કે એ તો એક જાતના મોટા નાગના મસ્તકઉપર રહેલા કોઇ પ્રકાશક પદાર્થનો પ્રકાશ છે, જેને લોકો નાગમણિ કહે છે. તે નાગના આજુબાજુ ફરવાહરવાથી મારી ચારે તરફ જ્યાં જ્યાં હું ચાલતો ત્યાં ત્યાં અજવાળું જોતો. એમ કરતાં જ્યારે લગભગ મધ્ય રાત્રિનો સમય થયો ત્યારે તો મને એકસરખો અસંખ્ય દીપકોના જેવો પ્રકાશ આઠે દિશામાં રહેલાં વૃક્ષોનાં પત્રે પત્રે તથા ચંદ્ધર ગાળે ગાળે જણાવા લાગ્યો; તેથી માર્ગ તો અત્યંત સુગમતાથી કાપીશ એવો ઉમંગ મનમાં થતો જણાયો. સાનંદાશ્ચર્યથી તત્કાલ તો એ જ વિચાર કરવા લાગ્યો કે અહો ! આ વિકટ સ્થાનમાં તેમ જ નિર્જન પ્રદેશમાં આ દીપમાલસરખો, ઉત્સવનું ભાન કરાવનાર, પ્રસંગ કોણે કર્યો છે ? સકારણ વિચારતાં એમ

નિશ્ચય થયો કે જ્યોતિના સરખી લાંબી આકૃતિ આ પ્રકાશક પદાર્થની નથી, માટે દીપક તો નથી જ, પણ કોઈ પ્રકાશક પદાર્થ છે. આપ્રમાણે વિચાર કરતો અને ચાલતો હું જ્યારે તે પ્રકાશના સમીપ આવ્યો ત્યારે તો મને સ્પષ્ટ જણાયું કે આ તો એક જાતિના જંતુ છે, જેનો પૃષ્ઠનો સઘળો મધ્ય ભાગ મોટા પ્રકાશવાળો છે. તે જંતુ પત્રે પત્રે, તેમ જ વૃક્ષના સ્કંધે સ્થલે સ્થલે બેઠેલાં હતાં. એ જંતુઓ આ લોકમાં આગિયાના નામથી ઓળખાતાં ઊડતાં જંતુઓ કરતાં વધારે મોટાં અને વિલક્ષણ આકૃતિવાળાં હતાં. તેમનો પ્રકાશ કંપરહિત દીપકની પેઠે સ્થિર રહેતો. તે ઊડતાં જણાતાં ન હતાં, તેમ જ મારે તેમનાથી કોઈ પ્રયોજન ન હોવાને લીધે મેં તેઓ ઊડે છે કે નહિ એવો તપાસ કરવા કશી યુક્તિ કરી ન હતી. આપ્રમાણે પ્રકાશમાં ને પ્રકાશમાં માર્ગ કાપતો હું સૂર્યોદય થવાના સમયે તો આશરે દશ યોજન ચાલી શકયો હતો. આ સઘળો કાપેલો માર્ગ એક સરખો ભયભરેલો પ્રતીત થતો હતો. આટલો માર્ગ કાપ્યા છતાં માર્ગમાં પ્રસિદ્ધ જલાશય એક પણ મારા જોવામાં આવ્યું નહિ, તો પણ આ મનમાં એ નિશ્ચય તો જણાતો જ હતો કે આજુબાજુ કોઈ પ્રકારનું પણ જલાશય અવશ્ય હોવું જોઈએ. કારણ કે આ અસંખ્ય પ્રાણીઓ જલપાન વિના જીવે એ અસંત અસંભવની વાર્તા છે. મારે પંદર દિવસપર્યંત ક્ષુધાતૃષાનું ભય ન હતું, તેથી મેં એ વિષેની સપ્ત દિવસપર્યંત શોધ કરવાની કાળજી રાખી ન હતી. કારણ કે પાછા નીકળેલે સ્થાને આવવાનો અવકાશ, જવાના કાલ—જેટલો મળે ત્યાં સુધી ચિંતા ન હતી. અને તેમ ન થઈ શકે તો પણ જીવવાની આશારહિત થયેલા મને શોચનીય ન હતું.

હે શાંત પુરુષ ! સજાતીય, વિજાતીય અને સ્વગતાદિ ભેદથી રહિત તથા જન્મમરણાદિ વિકારોથી અતીત આત્મસ્વરૂપને હસ્તામલકવત્ અનુભવનાર હું મદગલિત હસ્તીની પેઠે નિ:શંકપણે આ મહાભયંકર અરણ્યમાં બીજો આખો દિવસ ચાલી ગયો, ત્યારે મને એ અરણ્ય ઓછા ભયવાળું જણાવા લાગ્યું. વિષધરનાં વિશેષે કરી દર્શન થતાં અટકયાં, અને ભયંકર શબ્દો પણ ઘણે છેટે વિશેષ કાલના અંતરે થતા સંભળાવા લાગ્યા. મનને અધિક આનંદ આપનાર વાયુનો આ શરીરે સ્પર્શ થવા લાગ્યો. ચિત્તની પ્રસન્નતા કરનાર પક્ષીઓના મૃદુ શબ્દો શ્રવણે પડવા લાગ્યા સુકુમારસરખાં દેખાતાં વૃક્ષો, લગાર અંતરે ઉગેલાં જણાવા લાગ્યાં, તેથી વસુધા પણ કંઈક

ઉપાસનાનો પરિપાક થયાપછી સગુણ નિરાકાર ઉપાસનામાં આ અંતઃકરણ વૃત્તિસહિત જોડાયું, ત્યારે સંપૂર્ણ વિશ્વપ્રપંચ ઇષ્ટથી વસ્તુતઃ પૃથક્ નથી એવો મને દૃઢ અનુભવ થયો. ઉપાસનાકાલે સર્વ જગત્નો પ્રથમ ઉપાસ્યમાં લય થતો, અને પછી આ દેહમાં 'હું છું' એવું માનનાર જે ઉપાસક, તે હું પણ ક્રમે કરીને ઉપાસ્યસંમુખ વિલાઈ ગયાસરખો થતાં—અર્થાત્ ઉપાસ્ય સર્વ સ્થલે હોવાથી, સંમુખ વિલાઈ ગયોસરખો થતાં, એટલે ભિન્નાસ્તિત્વરૂપે પોતાની પ્રતીતિ કરતો હતો તે પોતે પણ તેમાં લય ભાવને પામી જતાં–ઉપાસ્યમાત્રની સ્થિતિ રહેતી. એ કાલ કેવલ ઉપાસ્યાકાર એટલે સુખસ્વરૂપાકાર થયેલો હું પૃથક્ભાવથી રહિત, ઉપાસ્યમાં લયભાવને પામી રહેતો; અને ઉપાસનાના સમયના અવધિએ પુનઃ જાગ્રત્ કરનાર સંસ્કારના બલે ક્રમે કરીને પ્રથમ મારી પ્રતીતિ કરતો, પછી ઉપાસ્ય સ્વરૂપને અનુભવતો, અને પછી ઉપાસ્યના સર્વવ્યાપક સ્વરૂપમાં જ જગત્ને પૂર્વવત્ અનુભવતો. આ પ્રકારના સગુણ નિરાકાર ઉપાસ્યના સ્વરૂપસાથે નિરંતર વૃત્તિનું અનુસંધાન કરતો હું ઉત્થાનાવસ્થામાં પણ પૂર્વકરતાં અધિક સંતોષ તથા નિર્ભયતાનો અનુભવ કરવા લાગ્યો, તથા અંતઃકરણ પણ સંપૂર્ણ સંશયવિપર્યયદોષથી રહિત થયેલું અનુભવમાં આવવા લાગ્યું.

મહાપ્રલયના સમયે મૂલ પ્રકૃતિવિચ્છિન્ન ચેતન જે શબલ બ્રહ્મ, મહાકાલ વા મહેશ્વરાદિ સંજ્ઞાથી અનુભવાય છે તે, રુદ્ર ભગવાનની ઇચ્છેચ્છાને તૃપ્ત કરવાનિમિત્ત દિવ્ય લીલાતનુને ધારણ કરી તે રૂપે પ્રતીત થાય છે. એ નિર્ગુણ સાકાર સ્વરૂપ છે. તે નિર્ગુણ સાકાર ઇષ્ટસ્વરૂપને જોતાં જોતાં જેમ તે મહેશ્વરથી વ્યતિરિક્ત સ્થાનને કાર્યાકારપરિણામથી રહિત કેવલ પ્રકૃતિરૂપે તે રુદ્રો અનુભવે છે, અને તે પ્રકૃતિસ્થ ચેતનસત્તાના બલે પ્રસરતું પ્રકૃતિદ્રવ્ય વેગવડે મહેશ્વરના નિર્ગુણ સાકાર સ્વરૂપને નિર્ગુણ નિરાકાર સત્તારૂપે કરી તેમાં મળી જઈ પછી રુદ્રોનાં દિવ્ય તનુને પોતામાં ગુપ્ત કરી દે છે, અર્થાત્ લય કરી દે છે, તેમ પ્રથમ સગુણ સાકાર ઉપાસ્યના સ્વરૂપને અનુભવતો હું તદ્ભિન્ન નામરૂપજગત્ને સામ્યાવસ્થાવાળી પ્રકૃતિરૂપ જ અનુભવતો હતો, તે પ્રકૃતિરૂપ દ્રવ્ય જે મારા સગુણ સાકાર ઉપાસ્યથી ભિન્ન સત્તાવાળું નથી, તેમાં પ્રથમ આ સગુણ સાકાર સ્વરૂપ એકભાવને પામી જતું, અને પછી જેમ દશ દિશને પૂર્ણ કરતું જલ પ્રાણિપદાર્થમાત્રને ઢાંકતું આવીને મધ્યસ્થિત કોઇ એક દ્રષ્ટાના ઉપર ફરી વળી તેને પોતામાં ગુપ્ત કરી

કેવલ પોતે જ સર્વ સ્થલે હોય છે તેમ મારા સગુણ સાકાર સેવ્ય, સગુણ નિરાકાર સ્વરૂપને પામી, હું દ્રષ્ટારૂપ મધ્યસ્થ ઉપાસકને આચ્છાદન કરી રહેતા, અને પછી ઉપાસનાના નિયમિત સમયની સમાપ્તિએ, જેમ સર્ગકાલે પુનઃ સામ્યાવસ્થાવાળા પ્રકૃતિસ્થાનમાં પ્રથમ રુદ્ર ભગવાન્ પ્રકટ થઇને પશ્ચાત્ સંપૂર્ણ સૃષ્ટિનું મંડાણ થાય છે અને જેમ અંતમાં ઉચ્ચસ્થાનાવચ્છિન્ન દ્રષ્ટાને ગુપ્ત કરવાપર્યંત પ્રવર્તેલું જલ પુનઃ ઊતરીને પ્રથમ દ્રષ્ટાને પ્રકટ કરીને પછી સંપૂર્ણ સ્થાન તથા પદાર્થને સ્પષ્ટ કરે છે, તેમ મારા ઉપાસ્ય, પ્રથમ પોતામાં મારી પ્રતીતિ મને કરાવીને પછી પોતાના વ્યાપક સ્વરૂપમાં જ આ સંપૂર્ણ જગત્‌ની જેમની તેમ પ્રતીતિ મને કરાવતા અનુભવાતા હતા.

આ પ્રકારે સગુણ સાકાર તથા સગુણ નિરાકાર ઉપાસનામાં મારો દઢતાથી ઉત્તમ પ્રકારનો પ્રવેશ થયો, ત્યારે મને ઉપાસનાકાલે તથા ઉત્થાનકાલે પણ અવર્ણનીય આનંદ પ્રતીત થતો હતો.

પ્રથમથી જ લોકોમાં મારી ઉત્કૃષ્ટતા સજ્જન પુરુષો પરસ્પર ચર્ચતા હતા, તથા હું ઉત્તરોત્તર વ્યવહારની અધિક કાળજીને ત્યજીને પરમાર્થનિમિત્તે ઇષ્ટોપાસનામાં તત્પર રહું છું એ વાર્તાને પણ સર્વ સજ્જનો જાણતા હતા, તેથી ક્રમે કરીને સજ્જનોદ્વારા મારી અધિક સ્તુતિ થવા લાગી. આ જગત્ ગુણદોષવાળી પ્રકૃતિનું કાર્ય હોવાથી સંપૂર્ણ જગત્ ગુણદોષથી નિરંતર યુક્ત જ હોય છે. ( પ્રકૃતિને ગુણમયી કહી છે. દોષવાળી કહેવાયોગ્ય નથી. પણ જ્યાં જ્યાં ગુણનું સ્થાન હોય છે ત્યાં ત્યાં દોષનો પણ ભાવ જ હોય છે, માટે પ્રકૃતિને ગુણદોષવાળી કહેવામાં કોઇ વિરોધ નથી. રજસ્, સત્ત્વ, તથા તમસ્ એ ગુણો પણ એક બીજાની અપેક્ષાથી આ લોકમાં કાર્યની પ્રવૃત્તિવડે દોષરૂપ જ ગણાય છે. ) આ જગત્‌માં ઈશ્વરના પણ અવિરોધ તથા વિરોધને સાધનાર જીવો છે, તો ઇતર દેવ કે મનુષ્યના વિરોધ તથા અવિરોધને સાધનાર પ્રજા હોય એમાં શું આશ્ચર્ય છે ? શિકાર કરનારા શિકારીઓ જે પશુપક્ષીને મારે છે, તેમનું કાંઇ સકારણ વૈર પ્રત્યક્ષ નથી. તેમ જ મત્સ્યને મારનાર માછીનું ને મત્સ્યનું કાંઇ સકારણ વૈર પ્રત્યક્ષ નથી. તોપણ તે દુષ્ટ જનો પ્રતિદિવસ તેમને મારે છે. તેમ જ જગત્‌માં સત્પુરૂષ તથા દુર્જનોનું કાંઇ સકારણ વૈર પ્રત્યક્ષ નથી. પરંતુ તે દુર્જનો પોતાના દુષ્ટ સ્વભાવને વશ રહી નિરંતર દ્વેષ વધારી નિંદાને કરે જ છે.

આ પ્રકારના નિયમને અનુસરીને ઘણા સજ્જનો તથા દુર્જનો

ક્રમે કરીને મારી સ્તુતિ તથા નિંદા કરવામાં પ્રવૃત્ત થયા. તેમ જ કેવલ દૂર રહીને જ સ્તુતિ ન કરતાં સજ્જનો તો વારંવાર મારા સંગની ઇચ્છા રાખતા મારા સમીપ આવવા લાગ્યા, અને પોતાના શ્રેયઃનિમિત્તે નાના પ્રકારની શંકાના નિવારણાર્થે મારા પ્રતિ પ્રશ્નો કરી સમાધાન લેવાને ઇચ્છાવાળા જણાયા. તેમને સમયની અનુકૂલતાએ યથાશક્તિ સમાધાન આપવામાં પ્રથમ તો મને પણ કોઇ મોટો વિરોધ જણાયો નહિ, તેથી ઉત્તરોત્તર એ વ્યવહાર વધવા લાગ્યો.

**આ સંસારમાં ઇશ્વિરની કૃપા ઐશ્વર્ય અથવા તો એમાંથી એક પણ જ્યાં હોય છે, ત્યાં સાધારણ રીતે લોકોની વિવિધ નિમિત્તથી પ્રવૃત્તિ જણાય** છે. ત્યાં અલૌકિક ઐશ્વર્યવાન્‌ના સમીપ તો આ લોકના વિષયપદાર્થના સુખની લાલસાવાળા પ્રાણીઓ જાય છે, અને કૃપા તથા અલૌકિક ઐશ્વર્ય જેમની પાસે હોય છે તેમની પાસે તો આ લોકપરલોકનાં સમગ્ર સુખની અભિલાષાવાળાં, તથા અલૌકિક નિત્ય નિરામય સુખની અભિલાષાવાળાં, એમ સમગ્ર પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે. તથાપિ ઉજ્જવલ સ્વભાવસંસ્કાર કે પુણ્યકર્મના સંસ્કારવિના કૃપાવાળા તથા અલૌકિક ઐશ્વર્યવાળા પુરુષોનો પ્રાણીઓને સંબંધ જ થતો નથી. કોઇ અલ્પ પુણ્ય વા સુસ્વભાવના સંસ્કારયોગે આગંતુક સંબંધ થાય છે, તો તે તત્કાલ ઉત્તરોત્તર વૃદ્ધિને પામતો રહેતો નથી; મધ્યે જ પ્રતિબંધ આવી સંબંધ છૂટી જાય છે. તેથી તેવા મહાત્માપુરુષસમીપ નિરંતર અધિક મનુષ્યોનો સંબંધ જામ્યો રહેતો નથી, પણ નદીના જલની પેઠે પ્રવાહરૂપ સંબંધ થાય છે. કોઇ કોઇ પ્રબલ સુસંસ્કારના યોગવાળા પુરુષો ઇચ્છાના અવધિપર્યંત અર્થાત્ આપ્તકામ થવાપર્યંત પણ ટકી રહે છે.

જેમ લૌકિક ઐશ્વર્યવાળા તથા ઇષ્ટકૃપાવાળા પુરુષો પણ હોય છે, તેમ જ કેવલ કૃપાપ્રાપ્ત પુરુષો પણ હોય છે, અને એ જ પ્રકારે એ કૃપા તથા લૌકિકઅલૌકિક ઉભય ઐશ્વર્યવાળા પુરુષો પણ આ જગતમાં હોયછે. એમાંના પ્રત્યેકને વિવિધ સંસ્કારબલવાળા પુરુષો પૂજ્યબુદ્ધિથી સેવે છે. તેમાં ઉત્તરોત્તર ક્રમથી શ્રેષ્ઠતાનો આ નિયમ જાણવો. જગત્‌માં સામાન્ય જીવોકરતાં લૌકિક ઐશ્વર્યવાળા શ્રેષ્ઠ છે- (લૌકિક ઐશ્વર્યમાં ધનાદિ પદાર્થ તથા વિવિધ વિવિધ વિદ્યાકલાદિનો સમાવેશ જાણવો.) તેનાથી કેવલ કૃપાપાત્ર શ્રેષ્ઠ છે; (ઉત્તમ સદ્‌ગુણનીતિવાન્ તથા ઈશ્વરપરાયણ બુદ્ધિવાળો, સર્વનું નિરંતર શુભ જ ચિંતવનાર, તથા મોક્ષેચ્છાવાળો મુમુક્ષુ કૃપાપાત્ર જાણવો.) તેનાથી કૃપા તથા લૌકિક

ઐશ્વર્યવાળો શ્રેષ્ઠ છે; તેનાથી કૃપા તથા અલૌકિક ઐશ્વર્યવાળો શ્રેષ્ઠ છે; તેનાથી કૃપા, તથા લૌકિકઅલૌકિક ઐશ્વર્યવાળો પુરુષ શ્રેષ્ઠ છે; અને એ સઘળાકરતાં પણ એ ત્રણ પ્રાપ્ત કર્યાપછી એ ત્રણની અપેક્ષાઉપેક્ષાથી રહિત થઈને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત જીવન્મુક્ત પુરુષ શ્રેષ્ઠ ગણાવો યોગ્ય છે. પરંતુ તેની સ્થિતિ વ્યવહારદશાના અંત્યાગ્ર ઉપર થઈ જવાથી આ ક્રમમાં તેની ગણના કરવી ઉચિત નથી.

આ પ્રકારના પુરુષોપ્રતિ, નાના પ્રકારના સંબંધવાળા અસંખ્ય જીવોનો, આ સૃષ્ટિપ્રવાહ વહ્યા કરે છે. તેમાં મારા પ્રતિ પણ મારાથી અનુકૂલપ્રતિકૂલ ભાવના સંસ્કારવાળો પ્રાણીઓનો પ્રવાહ આવતો તથા જતો જોયો. અનુકૂલ બુદ્ધિવાળા પ્રાણીઓ તો મારા સમીપ આવીને પોતાનું હિત પ્રધાનપણે તથા અહિત અત્યંત ગૌણપણે કરી જતા હતા. અત્યંત અનુકૂલ પ્રાણીઓ તો મારાથી સંબંધ કરીને પોતાનું કેવલ હિત જ સાધતા હતા. પ્રતિકૂલ મનુષ્યો જેઓ મારા પ્રતિ આવતા તેઓ તો પ્રધાનપણે અહિત અને ગૌણપણે પોતાનું હિત સાધી જતા. અત્યંત પ્રતિકૂલ પ્રાણીઓ તો મારાથી સંબંધ કરીને તેવડે પોતાનું કેવલ અહિત સાધી લેતા હતા, અને મારાથી અનુકૂલપ્રતિકૂલ બુદ્ધિથી રહિત પુરુષો તો પ્રસંગવશાત્ પોતાના પ્રાપ્ત હિતને જ માત્ર સિદ્ધ કરી લેતા હતા. આ પ્રકારના સહસ્રાવધિ મનુષ્યનો નિરંતર મારા પ્રતિ આવજાનો વ્યવહાર થવા લાગ્યો. ક્રમે કરી મનુષ્યની પરંપરાદ્વારા ચાલેલી મારી કીર્તિને શ્રવણ કરીને અન્ય પ્રદેશથી પણ ઘણા મનુષ્યો, જતાં આવતાં માર્ગમાં શોધ કરીને કોઇ તો માત્ર દર્શનની લાલસાથી તથા કોઇ તો દર્શન તથા સમાગમથી બોધવાર્તાને અથવા શાસ્ત્રના સિદ્ધાન્તને શ્રવણ કરવાની લાલસાથી, આવવા લાગ્યા. કોઇ તો માત્ર ચેષ્ટા જ જોવાને, કોઇ મારી સ્થિતિ તથા કૃતિ જોવાને, કોઇ મારું વક્તૃત્વ જોવાને, કોઇ મારા આશ્રમનો વૈભવ જોવાને,કોઇ મારા સાત્વિકરાજસતામસ સ્વભાવની મર્યાદાનાં અનુમાન કરવાને, કોઇ મારા જ્ઞાન વા અજ્ઞાનની તુલના કરવાને, અને કોઇ તો મારા દંભી કે અદંભીપણાના નિર્ણય કરવાને આવતા હતા. આ પ્રકારે અનેક મનુષ્યોના નિરંતર સહવાસંથી પણ કેટલાક દિવસપર્યંત તો મારા અંતઃકરણમાં કોઇ પ્રકારની પણ મુક્તત્વના માર્ગની વિરોધી ભાવના પણ પ્રતીત થઈ નહિ, તેમ જ મારી વૃત્તિને નિયમિત તત્ત્વાનુસંધાનનો વ્યવહાર ચાલતો તેમાં કિંચિત્ પણ વિલક્ષણતા જણાઈ નહિ. કારણ કે મારા નિયમિત

નિવૃત્તિ સેવવાના સમયવિનાના કાલમાં જ આ જનસંગરૂપ ઉપાધિનો નિરંતર સંબંધ રહેતો હતો. મારા દ્વારા શાસ્ત્રના સિદ્ધાન્તને નિર્વિવાદપણે શ્રવણ કરી સિદ્ધ કરનાર પુરુષો પોતાનાં અંતઃકરણમાં કર્ત્તવ્યના બાંધેલા નિશ્ચયોના અનુસાર આ પ્રકારના વિચારો કરવા લાગ્યા:—

આ સઘળાં શાસ્ત્રો જીવના દુઃખરૂપ બંધની નિવૃત્તિના ઉપાયને વર્ણન કરે છે, જીવને દુઃખરૂપ બંધની પ્રતીતિરૂપ પ્રાપ્તિનાં કારણો તથા આ દૃશ્ય પ્રપંચનું દુઃખપ્રદ સ્વરૂપ વર્ણે છે, એ બંધનિવૃત્તિ કરનાર અધિકારીના સ્વરૂપને વર્ણે છે, બંધનિવૃત્તિપર્યંતના માર્ગને દેખાડતાં મધ્યે આવનાર વિઘ્નોને તથા બંધનિવૃત્તિપર્યંતમાં અધિકારીને પ્રતીત થનાર સાક્ષાત્ સિદ્ધ તથા અવાંતર ફલનાં સ્વરૂપને સ્પષ્ટ કરીને કહે છે, તથા અંતમાં સિદ્ધ દશાનાં સ્વરૂપને સ્પષ્ટ કરી જણાવે છે. મધ્યે મધ્યે વ્યવહારની શ્રેષ્ઠ, મધ્યમ, તથા નેષ્ટ અવસ્થાઓનાં સ્વરૂપને, તેના સાધક હેતુઓને, તથા તેથી થતા લાભને તેમ જ હાનિને વર્ણે છે. વળી વ્યવહારની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા અનુભવવાના નિમિત્તે નાના પ્રકારના નીતિના નિયમોને સૂચવે છે. આ સઘળું રુચે તેવે પ્રકારે પ્રાણીઓના લક્ષમાં આણવામાટે નાના રચનાવડે નાના પ્રકારની આખ્યાયિકાના નિરૂપણપૂર્વક નાના ગ્રંથો આજપર્યંત થયા છે, થાય છે, ને થશે. પણ તે સર્વમાં સુખનાં તથા દુઃખનાં વિરોધી અને અવિરોધી સ્વરૂપ તથા કારણને જ માત્ર પ્રતિપાદન કરાય છે, એમાં કોઇ સંદેહ નથી. આ સઘળાનો આપણે કેવલ ઇષ્ટની જ ઇચ્છા રાખનારે સાર કાઢવા જતાં માત્ર એ જ નીકળે છે કે આ મનનો અમન ભાવ કરવો; આ વિપરીત બુદ્ધિને સંશયવિપર્યયરૂપ નિશ્ચયને ન કરનાર નિર્દોષ કરવી; આ વિષયસંસ્કારવાળા ચિત્તના અતિ ચંચલપણારૂપ સ્વભાવનો તેના કારણસહિત લય કરવો, અને ચાંચલ્યવિરહિત, સ્થૈર્યયુક્ત ચિત્તનો અચંચલ સ્વભાવ પ્રકટ અનુભવવો; આ દૃશ્યપ્રતિ બંધાયલો અભિમાનીનો મમત્વભાવ ક્રમે કરીને નિર્મૂલ કરવો; તથા શરીરીની આ અહંભાવનાની શિથિલતા તથા લય, અથવા તો અપરિચ્છિન્ન મહત્ શુદ્ધાભિમાનનો અચલ ભાવ પ્રકટાવવો. આ સઘળું ક્રમથી થતાં જીવન્મુક્તિસુખનો અનુભવ કરતાં અંતમાં મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારનો એકકાલાવચ્છિન્ન દૃઢ સ્વરૂપભાવનાવડે લય થઇ પુનરુત્થાનરહિત સ્વરૂપે રહેવું.

આ પ્રકારના કર્તવ્યને નિશ્ચય કરી સિદ્ધાન્તાનુસાર યત્ન કરવામાં પોતાને અસમર્થ જાણતા એવા કેટલાક શ્રદ્ધાવંત અધિકારીઓએ તો

આ પૂર્વોક્ત વિચારપ્રમાણે અંતમાં કર્તવ્ય છે, એમ જાણતાં છતાં પણ પોતાના અંતઃકરણમાં આ પ્રકારનો વિવિધ વિચારદ્વારા નિશ્ચય બાંધ્યો હતોઃ એ વિચાર તથા નિશ્ચયને પણ સ્વલ્પમાં કહું છું.

આ વિશ્વપ્રપંચ જે વ્યવહારકાલમાં નામરૂપથી જ વ્યવહરાય છે, તે નામરૂપ પ્રપંચને જગત્, સંસાર, આદિ ભિન્ન ભિન્ન શ્રવણગોચર થતા શબ્દોથી ઓળખાવવામાં, આ લોક તથા શાસ્ત્રનો પ્રયત્ન જણાય છેઃ અને આ જગત્રૂપ પ્રપંચ જેના વડે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પ્રાપ્ત થતો તથા જેને વિષે પરતંત્રરૂપ વર્તતો પ્રતીત થાય છે, તેને તથા જે આધારઆધેયભાવથી રહિત ગણાતા છતાં પણ તથા કાર્યકારણાદિ સંજ્ઞાઓ વસ્તુતઃ જેમાં ઘટતી નથી છતાં પણ જેને આધારરૂપ તથા કારણરૂપ ગણવામાં આવે છે તેને જ મહેશ્વર શબલ બ્રહ્મ આદિ શબ્દોથી ઓળખવામાં લોકશાસ્ત્રનો પ્રયત્ન જણાય છે. આથી પરતંત્ર વર્તતો પ્રપંચ તથા તેનો પ્રવર્તક હેતુ એમ બે જ, અંતમાં તથા આરંભમાં ગણવા યોગ્ય છે. પક્ષાંતરે એને જ અનાદિ તથા અનંત ગણવામાં આવે છે, તથા તત્ત્વવિચારમાં પક્ષે પ્રપંચને અનાદિસાંત, તથા હેતુને અનાદિસિદ્ધ, અર્થાત્ અનાદિઅનંત નિશ્ચય કરવામાં આવે છે. આ પ્રપંચ અનાદિસાંત હોવાથી સ્થિર નથી, અને અસ્થિર હોવાથી અંતમાં અથવા પદાર્થોનાં રૂપાંતરસ્થાનાંતરમાં દુઃખદ થાય છે. પ્રતીત કરનારને દુઃખદ હોવાથી એને દુઃખરૂપ કહ્યો છે. આ પ્રપંચની પ્રતીતિ કરનાર સર્વને સુખ પ્રિય છે, દુઃખ પ્રિય નથી, માટે દુઃખરૂપ હોવાથી આ પ્રપંચ પ્રીતિથી સેવવા યોગ્ય નથી. એમ છતાં પણ જનોની પ્રીતિ પ્રપંચમાં હોય છે, તથા તે પ્રીતિવડે દુઃખનો અનુભવ પણ તેમને જણાય છે. આ કારણથી જ શાસ્ત્ર તથા સત્પુરુષો, જનોને ક્રમે કરી પ્રપંચની આસક્તિથી મુક્ત થવા કહે છે, તથા વિષયપદાર્થમાત્રમાં આસક્તિવડે આગ્રહપૂર્વક જનોની પ્રવૃત્તિ થાય છે, તે ટાળવાઅર્થે જ દશ્યવિષયમાત્રમાં અસ્પૃહારૂપ વિરાગને સાધવા બોધે છે. અસ્પૃહારૂપ વિરાગ અંતઃકરણમાં પ્રકટ થવાથી પદાર્થલાલસા શિથિલ થાય છે, અને તેથી વિષય પ્રાપ્ત થતાં તથા અપ્રાપ્ત રહેતાં અંતઃકરણમાં સંતાપ થઈ દુઃખાનુભવ થતો નથી, જેથી વિરાગાદિ સાધનો સુખેચ્છક જનોને અવશ્ય ઉપયોગી છે એમાં સંદેહ નથી. આ પ્રકારે જોતાં તત્ત્વાકારપરિણામને પામવાની અર્થાત્ સુખસ્વરૂપ થઈ રહેવાની ઇચ્છાવાળા સર્વ જનોએ લોકલોકાંતરમાં પ્રાપ્ત થતાં સંપૂર્ણ વિષયજન્ય સુખમાં અસ્પૃહારૂપ શુદ્ધ

**વિરાગને જ પ્રથમ સિદ્ધ કરવો ઘટે છે, એમ સિદ્ધ થયું. પણ એવો શુદ્ધ વિરાગ જ્યાંપર્યંત આપણને પ્રાપ્ત થયો નથી, ત્યાંપર્યંત આપણે સકામકર્મોપાસના કરવાની અગત્ય છે; અને તેમ કરતાં નિષ્કામકર્મોપાસનાનો અધિકાર પ્રાપ્ત થશે ત્યારે જ આપણે વિરાગને પ્રાપ્ત કરી શકીશું.**

હવે સકામકર્મોપાસના તથા નિષ્કામકર્મોપાસના કોઇ પણ ઉપાસ્ય દેવતા સિદ્ધ કર્યાવિના થઈ શકે નહિ. જેથી કોઇ શાસ્ત્રે વિધાન કરેલા, તથા લોકપરંપરાથી ઉપાસ્યરૂપે ગણાયેલા એવા ઉપાસ્યને સિદ્ધ કરવા જોઈએ.

ત્યાં ઉપાસનાપ્રતિપાદક વિવિધ શાસ્ત્રગ્રંથપ્રતિ લક્ષ કરતાં જણાય છે કે તેમાં વિવિધ સ્વરૂપે અનેક ઉપાસ્ય દેવતાની ઉપાસનાને શ્રેષ્ઠ કહી છે. પ્રત્યેક ઉપાસનાને તે તે શાસ્ત્રમાં શ્રેષ્ઠ કહી છે તેથી ગમે તેની ઉપાસના કરીએ તો ચાલે એમ છે. પણ તે સઘળા ઉપાસ્ય સ્વરૂપમાંથી કયા એક સ્વરૂપને જ પ્રધાનપણે ઉપાસ્યરૂપે ગ્રહણ કરવું, એ નિશ્ચયમાં પ્રવેશતાં વારંવાર વ્યામોહ થાય છે. વળી તેવા જ ગ્રંથોમાં એક ઉપાસ્યની શ્રેષ્ઠતા અને બીજા સર્વ ઉપાસ્યની ગૌણતા પણ પ્રતિપાદન કરી હોય છે. તેથી પણ અમુક દેવને જ ઉપાસ્યરૂપ ગ્રહણ કરવા, એવો નિઃશંક નિર્ણય થતો નથી. આ લોકપ્રવૃત્તિપ્રતિ લક્ષ કરતાં પણ તેમજ થાય છે, કારણ કે ઘણા લોકો તો **શિવ**ની ઉપાસના કરે છે, ઘણા તો **વિષ્ણુ**ની કરે છે, ઘણા તો **શક્તિ**ની કરે છે, કેટલાક તો **બ્રહ્મા**ની કરે છે, કેટલાક તો **સૂર્ય**ની કરે છે, કેટલાક તો **સરસ્વતી**ની કરે છે, કેટલાક તો **ગણેશ**ની કરે છે, કેટલાક તો વિવિધ દેવની કરે છે, અને એ જ પ્રમાણે અન્ય વિવિધ ઉપાસના કરે છે. જે લોકો જેની ઉપાસના કરે છે, તેને જ તેઓ શ્રેષ્ઠ ગણે છે, અને બીજાને ગૌણ ગણે છે. આ પ્રમાણે લોક તથા શાસ્ત્રથી ભેદબુદ્ધિ સ્થપાતાં એક ઉપાસ્યને ગ્રહણ કરવામાં વારંવાર શંકા રહેવી ઘટે છે. માટે હવે જેમાં લોકશાસ્ત્રદૃષ્ટિથી પ્રધાનપણે અવિરોધપૂર્વક ઉપાસ્યરૂપતા સિદ્ધ થાય તેને જ ઉપાસ્યરૂપે ગ્રહણ કરવા નિશ્ચય કરીએ.

અનેક પ્રકારના વિચારથી, શાસ્ત્રથી, તથા લોકપરંપરાથી ચાલતા આવેલા વ્યવહાર નિશ્ચય કરવા જતાં એક સદ્‌ગુરૂદેવની ઉપાસના જ સર્વકરતાં અધિક અવિરોધવાળી છે. તે શાસ્ત્ર તથા લોકવ્યવહારથી અવિરોધપણે સિદ્ધ કરાવનાર વિચારનું સ્વરૂપ આ છેઃ

શાસ્ત્રમાં પ્રબલપણે સ્થલે સ્થલે એવો ભાવ જણાવ્યો છે કે આ

અધિકારની ઇચ્છાવાળાએ જેવી પરમાત્માદેવમાં ભક્તિ રાખવી ઘટે છે તેવી જ શ્રીગુરુદેવમાં પણ રાખવી ઘટે છે; અર્થાત્ પરમેશ્વરથી અભેદપણે ગુરુભક્તિ કરનાર જ આ પરમ રહસ્યને પામે છે. વળી એવા ભાવનાં પણ પ્રબલ પ્રમાણવાક્યો છે કે પરમતત્ત્વસ્વરૂપને યથાવત્ અનુભવનાર પુરુષની સેવા અથવા ઉપાસના સર્વ પ્રકારની કામનાને પરિપૂર્ણ કરી આપનાર છે. અર્થાત્ સમગ્ર સકામ જનોએ સેવ્ય, ઉપાસ્ય, પરમતત્ત્વજ્ઞ શ્રીસદ્‌ગુરુદેવને જ જાણવા. વળી એવો પણ નિશ્ચય પ્રબલ પ્રમાણવાક્યો કરી આપે છે કે બ્રહ્માત્મૈક્ય યથાર્થપણે અનુભવનાર પુરુષ બ્રહ્મરૂપ જ હોય છે, અર્થાત્ બ્રહ્મ જેમ ઉપાસ્ય છે તેમ તે સ્વરૂપજ્ઞ શ્રીસદ્‌ગુરુ પણ પ્રધાનપણે ઉપાસ્ય જ છે. વળી એવાં પણ શાસ્ત્રવચનો પ્રસિદ્ધ છે કે સર્વાત્મભાવ, દૃઢ સ્થાપનાર મહાપુરુષ જ સર્વતઃ અભેદ હોવાથી શિવ, વિષ્ણુ, બ્રહ્મા આદિ સકળ દેવરૂપ છે; અર્થાત્ સાક્ષાત્ પરબ્રહ્મરૂપતાને પ્રાપ્ત તે પુરુષ હોવાથી અન્ય સમગ્ર દેવદેવીઆદિ અવાંતર ઉપાસ્ય દેવરૂપ પણ છે જ, એમાં શંકા કરવા યોગ્ય કાંઇજ નથી. વળી એવાં પણ વચનો છે કે સર્વ ઉપાસ્ય દેવતા, અધિકારીઉપર પ્રથમતઃ શ્રીસદ્‌ગુરુદેવનો અનુગ્રહ જાણે છે ત્યારે જ પ્રસન્ન થાય છે. અર્થાત્ શ્રીગુરૂદેવવિના અન્ય ઉપાસ્યની સિદ્ધિ જ થઈ શકતી નથી. આ જ કારણથી સ્થાનપરત્વે પ્રતિપાદન કરાયું છે કે ગુરુદેવથી અધિક કોઇ નથી. આઆદિ અનેક પ્રમાણવચનોથી પ્રતીત થાય છે કે શ્રીસદ્‌ગુરુદેવના અનુગ્રહવિના પરમપદને પ્રાપ્ત થવાતું નથી. અર્થાત્ તે પરમતત્ત્વાનુભવ કરનાર મહાપુરુષ જ પરમ પદને પામે છે, તથા પમાડે છે; જેથી પ્રત્યક્ષ પ્રધાન ઉપાસ્ય શાસ્ત્રદૃષ્ટિથી સર્વરૂપ શ્રીસદ્‌ગુરુદેવ જ ઠરે છે. હવે વ્યવહારદૃષ્ટિથી જોતાં પણ એમ જ જણાય છે. આ લોકમાં ઉપાસકમાત્ર કોઇ પણ ગુરુદ્વારા પોતાના ઉપાસ્યને સિદ્ધ કરે છે. સઘળા લોકોને ધર્મ, કર્મ તથા ઉપાસનાનું યથાવત્ જ્ઞાન શ્રીગુરુદ્વારા જ મળે છે. ઇષ્ટાભિમુખ થવા ઇચ્છનાર સર્વ મનુષ્યોએ કેવે પ્રકારે પ્રવેશ કરવો, એ વાર્તા અનુભવી માર્ગદર્શકવિના પોતાની મેળે જાણી શકાતી નથી.

લૌકિકવૈદિક સઘળા પ્રકારના વ્યવહારની વિદ્યામાં પ્રવૃત્તિ ગુરુવડે જ થાય છે. **જેમ આ લોકમાં રોગનાં સ્વરૂપ તથા વિવિધ ઔષધોને પ્રતિપાદન કરનાર વૈદ્યશાસ્ત્રના અનેક ગ્રંથો તથા ઔષધો પ્રત્યક્ષ હોય છે, તોપણ રોગીઓને અનુભવી વૈદ્યની અપેક્ષા રહે છે, તેમ જ શાસ્ત્રાદિ સાધન છતાં પણ આ ભવદુઃખરૂપ**

મહાવ્યાધિની નિવૃત્તિઅર્થે ગુરુની અપેક્ષા છે. ઉપાસકોને જ્યારે જ્યારે ઉપાસ્યસિદ્ધિમાં વિઘ્ન કે વિલંબની પ્રાપ્તિ થાય છે, ત્યારે પણ શ્રીગુરુદ્વારા જ પ્રાપ્તસંશયવિપર્યયને નિવૃત્ત કરવા પડે છે.

ઉપાસ્ય દેવતાને પ્રસન્ન કરનાર મંત્ર તથા તત્સંબંધી સંપૂર્ણ વિધિ શ્રીગુરુદ્વારા જ ગ્રહણ કરવામાં આવે છે,

આઆદિ અનેક પ્રકારે વિચારી જોતાં શ્રીગુરુના અનુગ્રહવિના કોઇ પણ ઉપાસ્ય દેવતા સિદ્ધ થતા નથી, તો સર્વ ઉપાસ્ય દેવતાને પોતાના સ્વરૂપમાં અભેદભાવે અનુભવનાર હોવાથી સર્વ દેવમય ગણાતા પ્રત્યક્ષ શ્રીગુરુદેવને જ શામાટે ઉપાસ્યદેવ જાણી ન સેવવા ? સર્વથા સેવવા જ જોઇએ.

વળી અન્ય દેવતાઓનાં દિવ્ય તનુને ન જાણનાર તથા જોનાર એવા સર્વ ઉપાસકો તે તે ઉપાસ્ય દેવતાનિમિત્તે ધાતુઆદિની પ્રતિમા સ્થાપીને તેના પ્રતિ સર્વોપચારથી પૂજનાદિ વ્યવહાર કરીને ઇષ્ટાર્પણ માને છે, અને તે તે પૂજનાદિ વ્યવહારથી પણ તે સર્વજ્ઞ ઉપાસ્ય દેવતા પ્રસન્ન થાય છે, તો સર્વદેવમય શ્રીગુરુના તનુપ્રતિ અર્પેલા પૂજનાદિથી ઇષ્ટ ઉપાસ્ય પ્રસન્ન થાય એમાં શું આશ્ચર્ય ? આ પ્રકારે કોઇ પણ ઉપાસ્યના ઉપાસક છતાં પણ શ્રીગુરુદ્વારા કરેલી ભક્તિપૂર્વક પૂજાને સ્વીકારી તે તે ઉપાસ્ય પ્રસન્ન થવા સંભવે છે, તો સર્વ ઉપાસ્યનિમિત્ત અથવા સાક્ષાત્ ઉપાસ્યરૂપ ગણીને શ્રીગુરુદેવની જ ઉપાસના કરવી અધિક યોગ્ય છે, એ વાર્તાને કોણ બુદ્ધિમાન્ અનુચિત ગણે ? કોઇ જ નહિ.

આવિના અનેક વિધિએ પ્રકારાંતરથી વિચાર કરીને તે શ્રદ્ધાવંત ઉપાસકોએ, પ્રપંચના હેતુરૂપ, પ્રવર્ત્તક, નિવર્ત્તક, સ્થાપક, રક્ષક આદિ અનેક સત્તાધીશ ઉપાસ્ય દેવતાની પ્રીતિઅર્થે તથા સર્વ દુઃખની નિવૃત્તિઅર્થે શ્રીસદ્ગુરુ દેવની ઉપાસના જ માત્ર આપણે તાત્કાલિક કર્ત્તવ્ય છે, એવો દઢ નિશ્ચય કર્યો.

આ પ્રકારનો નિશ્ચય કર્યા પછી તે સર્વ શ્રીસદ્ગુરુદેવની ઉપાસના કરવાને વિધિવત્ પ્રવૃત્તિ કરવા લાગ્યા.

જેમ આ લોકમાં અન્ય ઉપાસકો પોતાના ઇષ્ટને સર્વોત્કૃષ્ટ માની સેવે છે. તેમ તેમણે પણ શ્રીસદ્ગુરુને સર્વોત્કૃષ્ટ ગણી સેવવાનો આરંભ કર્યો.

એ લોકોએ પોતાના યોગ્ય પ્રકારના વિચારોવડે સિદ્ધ કરીને આ સ્થૂલ જે આ ક્ષણે તમારા સમીપ વિદ્યમાન છે, તેમાં સદ્ગુરુ-

બુદ્ધિ સ્થાપી, અને તે સઘળા આ સ્થૂલપ્રતિ વિધિવત્ પૂજનઅર્ચન કરવા લાગ્યા.

આ સ્થૂલનું તે વેળાએ હું દઢ આત્મબુદ્ધિથી અથવા દઢ મમભાવથી સેવન કરતો ન હતો; તોપણ એમાં શિથિલ થયેલું અદઢ અભિમાન તથા મમત્વ હતું; જેથી મેં તેમને તેમના શુદ્ધાશુદ્ધ નિશ્ચય સંબંધે આ પ્રકારના પ્રશ્ન કર્યા, તથા તેનાં ઉત્તર પણ આ પ્રકારનાં તેમણે દીધાં.

**પ્રશ્ન**—તમે આ પંચભૂતનું દશ્ય શરીર જેમાં મળમૂત્રાદિ દોષરૂપ પદાર્થો છે, તેને ઉપાસ્ય દેવને સ્થાને કેમ ગ્રહણ કરો છો?

**ઉત્તર**—અમે સત્શાસ્ત્રદ્વારા જાણ્યું છે કે બે હાથવાળું, તથા પરમાત્મતત્ત્વના સ્વરૂપના યથાર્થ જ્ઞાનવાળું અંતઃકરણ જેમાં વિદ્યમાન હોય એવું શ્રીસદ્‌ગુરુનું સ્થૂલ સેવવા યોગ્ય છે. બ્રહ્મતત્ત્વને યથાવત્ જાણનાર બ્રાહ્મણ પણ પૂજવા યોગ્ય છે. તો આ સ્થૂલમાં અમે પૂજન કરવાની અયોગ્યતાનો નિશ્ચય કેમ કરીએ? વળી કેવલ ભૌતિક શરીર માત્રનું પણ પૂજન વિધિરૂપ છે. મહાત્માનાં મૃત શરીરોનું પણ પૂજન કરવામાં આવે છે, તો ચેતનાયુક્ત મહાત્માનાં શરીરનું પૂજન કેમ ઉચિત ન ગણાય? વળી કાષ્ઠ, પાષાણ, મૃત્તિકા, અને ધાતુઆદિની પ્રતિમાઓને પણ અમે ઉપાસ્ય દેવતાનિમિત્ત ઇષ્ટબુદ્ધિથી વિધિવત્ પૂજીએ છીએ, તો આ પ્રત્યેક સચેત ઇંદ્રિયો જે વિવિધ દેવતાઓની સત્તાથી દેવયુક્ત ગણાય છે, તે ઇંદ્રિયોવાળા તથા દેવોના સત્તારૂપે નિવાસસ્થાનરૂપ, અંતઃકરણચતુષ્ટય અથવા પંચક જેમાં વિદ્યમાન છે, એવા મહાપુરુષના શરીરને અમે પૂજ્ય કેમ ન ગણીએ? અમારા વડિલની પૂર્વપરંપરાથી અમારો કુલાચાર પણ મહત્સેવાનો છે, જેથી આપ મહાપુરુષ શ્રીસદ્‌ગુરુના પ્રત્યક્ષ સ્થૂલને અમે સેવીએ છીએ, તે શાસ્ત્રની આજ્ઞારૂપે, ધર્માચરણરૂપે, તથા કુલાચાર જાણીને અવશ્ય કર્ત્તવ્યરૂપ નિશ્ચય સાધીને જ સેવીએ છીએ. વળી આપ કહો છો કે મલાદિ દોષયુક્ત શરીર છે, તો તે પણ શંકારૂપ નથી. કારણ શરીર તથા શરીરીનો ભેદ છે. તેમ જ પ્રત્યેક શરીર મલાદિ દોષ તથા અંતઃ-કરણાદિ ગુણરૂપ પદાર્થોવાળું છે, જેથી ગુણની પ્રધાનતાવડે અમે તેને સેવીએ છીએ. જો મલાદિ દોષના સંબંધમાંથી આ સ્થૂલાવચ્છિન્ન મહાપુરુષ પૂજવા કે ઉપાસવાયોગ્ય ન ઠરતા હોય તો પરમેશ્વર પણ પૂજ્ય તથા ઉપાસ્ય નહિ ઠરશે. કારણ કે જેમ આ સ્થૂલમાં ગુણદોષ છે, તેમ જ પરમાત્માને આશ્રિત રહેનારી મલિનસત્ત્વા તથા

શુદ્ધસત્ત્વા પ્રકૃતિ, અથવા અવિદ્યા તથા વિદ્યા માયા એ પણ પુરુષોત્તમરૂપ પરમેશ્વરનું દોષયુક્ત સ્થૂલ જ ગણાય છે, આ સર્વ શરીરોના શરીરીઓનું પરમ ધામરૂપ છે. આથી નિશ્ચય થાય છે કે જેમ ગુણદોષયુક્ત પ્રકૃતિસ્થ ચેતનરૂપ પુરુષોત્તમ સર્વોત્કૃષ્ટ સેવ્ય તથા ઉપાસ્ય ગણાય છે, તેમ ગુણદોષયુક્ત શરીરસ્થ ચેતનરૂપ મહાપુરુષ પણ પૂજવાયોગ્ય છે. જેમ પુરુષોત્તમ પરમાત્મા, દૃષ્ટિના વિષયરૂપ પ્રત્યક્ષ ન હોવાથી, પ્રકૃતિ દ્વારા જ પૂજવામાં આવે છે, તેમ આ શરીરસ્થ અથવા અંતઃકરણાવચ્છિન્ન ચેતનરૂપ તત્ત્વજ્ઞ મહાત્મા પુરુષ પણ પ્રકૃતિરૂપ શરીરદ્વારા જ પૂજવા યોગ્ય છે.

આ લોકમાં જેમ રાજ્યસત્તાધારી પ્રધાનથી તે દ્વારપાલપર્યંત સમગ્ર સત્તાધારીઓ, વ્યક્તિ તથા અધિકારપરત્વે નમન કરવાયોગ્ય ગણાય છે, તેમ વિશ્વાધિપતિ ઈશ્વરદ્વારા જેમને સત્તા પ્રાપ્ત થયેલી હોય છે એવા મહાત્મા પુરુષો પણ વ્યક્તિ તથા અધિકારપરત્વે નમન કરવા યોગ્ય ગણાય છે. એ નમન વસ્તુતઃ રાજાને જ ગણાય છે, તેમ જ રાજ્યસત્તાધારીનું કોઇ અપમાન કરે છે, તો તે પણ ખરું જોતાં રાજાનું જ અપમાન ગણાય છે,–તેમ જ આ સંપૂર્ણ પ્રજામાં જેઓ અંતઃકરણપૂર્વક ઈશ્વરાભિમુખ થયા હોય છે, તે સઘળા વિશ્વાધિપતિ મહારાજાની સત્તા ધારણ કરનાર ગણાય છે. તેમાં જેમ આ લોકમાં દ્વારપાલથી તે પ્રધાનપર્યંત અધિક ચઢતા ક્રમે સત્તાવાન્ ગણાય છે, તેમ અત્ર પણ જ્ઞાનસદ્ગુણાદિની અધિકતાએ શ્રેષ્ઠત્વ હોય છે. એ શ્રેષ્ઠત્વને પ્રાપ્ત પર્યંતના સર્વ ઈશ્વરાભિમુખ મહાપુરુષનું પૂજનાદિ તે શ્રીપરમાત્મા પુરુષોત્તમનું જ પૂજન ગણાય છે. આઆદિ અનેક પ્રકારના લોકરૂઢિ, તથા શાસ્ત્રના મર્મનો વિચાર કરીને અમે પરમ ઉપાસ્ય શ્રીપરમેશ્વરની પ્રસન્નતાઅર્થે આપ મહાપુરુષોને વિષે ઉપાસ્યબુદ્ધિ સ્થાપી વિધિવત્ પૂજનાદિ કરીએ છીએ; અને તે પૂજનાદિ સત્ક્રિયા પરમ ઉપાસ્યને વિષે અર્પાય છે, તથા તે ફલપ્રદાતા સર્વજ્ઞ પુરુષોત્તમ આ અમારા યોગ્ય વર્તનના જ્ઞાતા હોવાથી અવશ્ય ફલ આપશે એવો અમારો દૃઢ નિશ્ચય છે.

**પ્રશ્ન**—જે શરીરમાં તમે ઉપાસ્યબુદ્ધિ સ્થાપો છો, તે શરીરી ઈશ્વરાભિમુખ છે, તથા ઉત્કૃષ્ટ અધિકારપ્રાપ્ત છે, એવો નિશ્ચય કયાં પ્રમાણોથી કર્યો છે ?

**ઉત્તર**—તે શરીરીના અંતરઆશયો, જે વાણીદ્વારા પ્રકટ થાય છે, તે શ્રવણ કરીને તથા તેમની તદનુકૂલ થતી બાહ્ય ક્રિયાઓ

જોઈ જાણીને, તેમ જ શાસ્ત્રમાં એવા પુરુષોનાં ઉત્તમોત્તમ જે જે ગુણલક્ષણોનાં સ્વરૂપ કહ્યાં છે, તે તે પ્રસંગવશાત્ તેમનામાં અભિવ્યક્ત થયેલાં પ્રતીત થવાથી અમે યોગ્ય નિશ્ચય, જેમ અન્ય અર્થમાં યથામતિ કરીએ છીએ, તેપ્રમાણે આ પક્ષમાં પણ કર્યો છે. આ લોકમાં સર્વ પ્રાણીઓ, પોતાને યોગ્ય લાગ્યાવિના સારી વા નઠારી ક્રિયામાં પ્રવેશ કરતા નથી. તોપણ ક્રિયામાં પ્રવેશ કર્યાપૂર્વે કેવલ પોતાને જ યોગ્ય લાગ્યાથી ક્રિયાનું નિર્દોષપણું સિદ્ધ કરવું ઉચિત નથી. પણ ઉત્તમ પુરુષોએ, સેવવાયોગ્ય કહીને જેને નિર્દોષ ગણી છે, તથા ઉત્તરોત્તર બુદ્ધિમંત ધીર પુરુષો જેને સેવતા આવ્યા છે, તથા જે નીતિ અથવા ક્રિયાને સેવનારાની આ કાલે પણ શ્રેષ્ઠ લોકોવડે સ્તુતિ કરાય છે, તે સેવવાયોગ્ય નીતિ અથવા ક્રિયાને સ્વાનુભવ, લોક તથા શાસ્ત્ર એ ત્રણવડે સિદ્ધવિહિત નિશ્ચય કરીને પછી નિર્દોષ ગણવી, તથા સ્વીકારવી એ ઉચિત છે. આ પૂર્વોક્ત રીતિને અનુસરીને અમે સેવ્ય તથા ઉપાસ્યની યોગ્યતા નિશ્ચય કરી છે, જેથી હવે અમારે એમાં અધિક પ્રમાણની અપેક્ષા નથી.

આઆદિ ઘટિત પ્રશ્નોત્તરવડે તેમના નિશ્ચયને તેમના મુખે સ્પષ્ટ કરાવી લક્ષમાં લઈને પછી મેં એ સંબંધમાં મૌન રાખ્યું.

મારા તરફનો અવિરોધ જણાયાથી પશ્ચાત્ તેમણે પરસ્પરમાં વિચાર કરી નિશ્ચય કર્યાપ્રમાણે પ્રસંગવસાત્ ઇષ્ટદેવ તથા નરાધિપતિ સમીપ રહેતાં દંડ, છત્ર, ચામરાદિ ચિહ્નસહિત તેઓ આ શરીરનું વિધિવત્ પૂજન કરવા લાગ્યા તથા પોતાને તેઓ પ્રસન્નતા પ્રાપ્ત અનુભવવા લાગ્યા. આ પ્રકારે દિવસો વ્યતીત થતાં તદનંતર આવનાર મનુષ્યો પણ પોતાને કંઇક શ્રદ્ધા પ્રાપ્ત થવાથી અન્ય સાધકોની પેઠે સર્વ આચાર કરવા લાગ્યા. આ પ્રકારે ઉત્તરોત્તર સમાગમી મનુષ્યોની સંખ્યા વધવાથી તેમના સર્વના પ્રસંગવશાત્ આવતા મનના સંશયોનું છેદન કરવાનિમિત્ત મારે પ્રતિદિન અધિક સમય રોકવાનો સંભવ આવતો ગયો.

એક વેલા અવકાશના સમયે આ જનસંગના પ્રાપ્ત ઉપાધિના સંબંધમાં મને આ પ્રકારના વિચારો અંતઃકરણમાં સ્ફુરતા પ્રતીત થયા.

આ પ્રાણિપદાર્થનો સંગ ઇચ્છાવિના આવી પ્રાપ્ત થયો છે તથા આ શરીરને સદ્ગુરુરૂપે જનમંડલમાં પ્રસિદ્ધ થવાની ઇચ્છાવિના જ હવે ઘણા લોકો સદ્ગુરુરૂપે માનવા લાગવાથી ઘણું ખરું નગરમાં સર્વ સ્થલે તેમ જ બહાર પણ ગ્રામગ્રામાંતરમાં કે દેશદેશાં-

તરમાં પણ પ્રસિદ્ધિ થવા લાગી છે. આથી પ્રતિદિવસ ઉપાધિની વૃદ્ધિ થવાનો સંભવ જણાય છે, કાંઇ ઘટવાનો સંભવ નથી.

આ છત્ર, દંડ, ચામરાદિ ચિહ્ન પણ આ શરીરીની ઇચ્છાવિના જ આવી પ્રાપ્ત થયાં છે. એમાં અનાદર ન કરવાથી હવે પછી પણ એવા ને એવા અનેક શુભ અર્થાત્ વિહિત ગણાયેલા પદાર્થો આવવાનો સંભવ રહ્યો છે, અને એ પ્રકારે અનેક વૈભવી પદાર્થો સમીપ રહેવાથી ઉત્તરોત્તર અધિક સાવધાનતા રાખવાનો પ્રસંગ આવશે.

ઘણા વેદાંતસિદ્ધાન્તના વક્તાઓ એવું માને છે કે જ્ઞાન થયા પછી શુભાશુભ કર્મ નડતાં નથી, અને શેષ પ્રારબ્ધથી શુભાશુભ કર્મમાં જ્ઞાનવાન્‌ની જે પ્રવૃત્તિ થાય છે તેનો તેને દોષ નથી. કારણ કે ઉત્તર જન્મોનાં કારણરૂપ સંચિત કર્મના કોશનો તો જ્ઞાનદ્વારા ક્ષય થાય છે; આગામિક કર્મ પણ ઉત્તર જન્મના અભાવે ફલ આપવા અસમર્થ થવાથી ક્ષય જ થાય છે; અને શેષ પ્રારબ્ધનો તો આ દેહના ક્ષયસમયે ભોગદ્વારાં ક્ષય જ થાય છે. આથી જ્ઞાનીને શેષ પ્રારબ્ધથી કરાતાં શુભાશુભ કર્મનો દોષ નડતો નથી એમ માને છે.

આ માનવામાં એક સંદેહ એ ઉદ્ભવે છે કે જ્ઞાનીની શેષ પ્રારબ્ધથી શુભ કર્મમાં કદાચિત્ પ્રવૃત્તિ થાય તો ભલે પણ અશુભ કર્મમાં પ્રવૃત્તિ થવી સંભવતી નથી. કારણ કે અશુભ કર્મને કરાવનાર કારણરૂપ પાપકર્મનો તો જ્ઞાન થયાપૂર્વે જ ક્ષય ઘટે છે. જ્યાંપર્યંત પાપરૂપ મલ અવશેષ હોય છે ત્યાંપર્યંત જ્ઞાન થતું નથી એવો શાસ્ત્રનો નિશ્ચય છે. **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः** ઇત્યાદિ વચનોવડે એ સ્પષ્ટ છે.

વળી શાસ્ત્રમાં મલવિક્ષેપ તથા આવરણ એ ત્રણ દોષ અંતઃકરણમાં રહ્યા છે. એ દોષની નિવૃત્તિ થયે જ જ્ઞાનનો પ્રાદુર્ભાવ સંભવે છે. આમ છે તો અશુભ ક્રિયા કરાવનાર કારણરૂપ પાપસંસ્કાર જેને મલદોષ કહ્યો છે તેની તો જ્ઞાન થયાપૂર્વે જ નિવૃત્તિ થવી ઘટે છે, અને તે પાપરૂપ મલ મટવાથી જ ચિત્તની ચંચલતારૂપ વિક્ષેપ મટે છે. તે વિક્ષેપ મટવાથી જ આવરણભંગ થાય છે, અને ત્યારપછી જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. આ વિધિએ જોતાં જ્ઞાન થયાપૂર્વે પાપરૂપ મલની નિવૃત્તિ થાય છે, જેથી પાપસંસ્કારદ્વારા થતી અશુભ કર્મમાં પ્રવૃત્તિ તે જ્ઞાનીમાં ઘટતી નથી. આથી એમ સિદ્ધ થવું ઘટે છે કે અશુભ કર્મમાં પ્રવૃત્તિ જેની થાય છે તેને જ્ઞાન થયું નથી.

આ સ્થલે કદાચિત્ કોઇને એવી શંકા થાય છે કે પૂર્વે પરાશર,

વ્યાસ, દુર્વાસા આદિ મહાપુરુષોમાં પણ કામક્રોધાદિના સંચારથી તેમની અનિષ્ટ કર્મમાં પ્રવૃત્તિ થઈ છે એવું પુરાણાદિક ગ્રંથોમાં પ્રસંગે પ્રતિપાદન કરાયેલું પ્રતીત થાય છે, તો શું તે પુરુષો સઘળા યથાર્થ જ્ઞાનથી રહિત હતા ?

આ શંકા સૃષ્ટિના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનથી જ સ્ફુરતી હોવી ઘટે છે, માટે એ બલવતી નથી. સંસારમાં લીલાતનુ તથા અદષ્ટ-જન્યતનુદ્વારા પ્રત્યેક ક્રિયા ઇષ્ટઅદષ્ટસંકેતાનુસાર થાય છે. તે પુરુષો-દ્વારા સાભિમાન સ્વકૃત કર્મસંસ્કારના અભાવને લીધે સ્વાર્થબુદ્ધિજન્ય ક્રિયા થતી નથી, તેથી તે ક્રિયાના તેઓ અભિમાની નથી, જેથી તેવા પુરુષોનાં દષ્ટાંત જીવને વિષે સામ્યતા જણાવવામાં ઘટતાં નથી. આમ છતાં પણ જે જે મહાત્મા પુરુષોદ્વારા કોઇ અનુચિત કૃત્ય થયાનું વર્ણન પુરાણાદિ ગ્રંથમાં હોય છે તો તે જ ગ્રંથોમાં તે તે પુરુષોવડે થયેલાં અલૌકિક કૃત્ય પણ વર્ણ્યાં છે. તેથી તે અલૌકિક સામર્થ્યવાળા મહાપુરુષોનાં દષ્ટાંત જીવોને અનિષ્ટકૃતિનિમિત્તે ઉપયો-ગનાં નથી. જીવોએ તો શ્રીદધ્યઙ્ગ્અથર્વણાદિ મહાત્મા પુરુષોનાં નિર્વિકારપ્રવૃત્તિનિમિત્તનાં દષ્ટાંતો જ ગ્રહણ કરવાં ઉચિત છે; અને કદાચિત્ દુવાસા, વ્યાસાદિનાં દષ્ટાંત ગ્રહણ કરે તો તેમના જેવા અલૌકિક સામર્થ્યને પોતામાં પ્રાપ્ત થયેલું અનુભવ્યા પછી જ ગ્રહણ કરવાં ઘટે છે. પરંતુ આજકાલ તો અજ્ઞાનાવરણયુક્ત અંતઃકરણવાળા, જીવત્વને પ્રાપ્ત મનુષ્યો પોતામાં અલૌકિક દૈવી સામર્થ્યનો અભાવ છતાં પણ પોતાને તે પૂર્વ દૈવી સામર્થ્યવાન્ મહાત્માની પંક્તિમાં ગણાવવા ઇચ્છે છે, તથા તેમનાં દષ્ટાંતથી પોતે દુષ્ટ કર્મ કરીને પોતાને તેમની પેઠે નિર્દોષ તથા નિર્લેપ જ્ઞાની ગણાવવા ઇચ્છે છે, તથાપિ તેમની એ પ્રવૃત્તિ અત્યંત અયોગ્ય જ ગણાવી ઘટે છે. જેથી પૂર્વનાં દષ્ટાંત આપીને કોઇ કહે કે દુર્વાસા ક્રોધી હતા અને તેમને જ્ઞાન હતું તેમ અમે પણ ક્રોધી છીએ તથાપિ અમને જ્ઞાન છે; એ જ પ્રમાણે કામી લોભી આદિનાં દષ્ટાંતો આપે અને પોતે જ્ઞાની છે એમ સિદ્ધ કરવા યત્ન કરે પણ તે મુખ્ય ઉભય અંશથી અસમ્યક્ હોવાથી સ્વીકારવા કે માનવા યોગ્ય નથી. આટલું કહીને એ જ નિશ્ચય જણાવવાનો છે કે **અંતઃકરણમાં અશુભ પ્રવૃત્તિના કારણરૂપ પાપસંસ્કારોનો અભાવ થયાવિના જીવોને જ્ઞાન થતું નથી એ વાર્તા નિર્વિવાદ સત્ય છે.**

જ્ઞાનવાન્ પુરુષને જ્ઞાનદ્વારા થતી તૃપ્તિ તથા શાંતિના યોગે કદા-ચિત્ પણ કોઇ પ્રકારના શુભાશુભ વિષયમાં ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ થતી

ઘટતી નથી. તેમ છતાં પણ સહજ પ્રાપ્ત કારણના બલે રાગાદિથી રહિત પ્રવૃત્તિ થાય તો તે જ્ઞાનની વિરોધી સંભવતી નથી. કારણ કે જ્ઞાનીને પરતઃસિદ્ધ પ્રારબ્ધનો ભોગ સ્વતઃ ઇચ્છા કર્યાવિના પણ થવો સંભવે છે. આમ છતાં પણ પરેચ્છાવડે સહજ પ્રાપ્ત અશુભ વિષયમાં જ્ઞાનીની પ્રવૃત્તિ થવી ઘટતી નથી. કારણ કે સાધકાવસ્થાના અવધિ-પર્યંત સમગ્ર પ્રકારની વિષયકામનાનો કારણસહિત ઉચ્છેદ થવો સંભવે છે.

આ પ્રકારે ખરું જોતાં મારા વિષે શુભાશુભ કામનાનો સંભવ ન હોવો ઘટે એમ છે. તોપણ હસ્તામલકવત્ **જેમને આત્મસાક્ષાત્કાર થયો છે એવા પુરુષોએ પણ આ વિચિત્ર સ્વભાવવાળી માયાનો વિશ્વાસ કરવો યોગ્ય ગણ્યો નથી**, તથા મરણપર્યંત અર્થાત્ દેહ-પતનપર્યંત પણ કામાદિ વિકારો અંતઃકરણમાં પ્રવેશવાસરખો અવસર આપવો યોગ્ય ગણ્યો નથી. તાત્પર્ય માત્ર એ જ છે કે સદા સાવધાન રહેવું.

હવે આ સમયે આ સાધકો મારી ઇચ્છાવિના આ સર્વ વૈભવી પદાર્થો લાવે છે તથા તે તે પદાર્થો મારા સમક્ષ સ્થાપે છે તેનો હું અનાદર કરતો નથી, તો કાલે કરીને કોઇ મદ્યાદિ અશુભ પદાર્થો લાવી મારી ઇચ્છાવિના મને અર્પણ કરી સમક્ષ મૂકે તો તેનો અનાદર કરવા વૃત્તિને વેગ આપવો કે કેમ? વળી આપણી ઇચ્છા-વિના કોઇ દુરાચરણમાં કે વિષયસુખમાં આસક્ત સ્ત્રી વ્યભિચારાદિ કર્મમાં પ્રવેશ કરવા પોતાની ઇચ્છાથી પ્રેરે તો પ્રવૃત્તિ કરવી કે કેમ? જો આ પ્રકારે અન્યની શુભેચ્છા સ્વીકારવા વૃત્તિ વિરોધ ગણતી નથી તો આગળ જતાં અશુભ વિષયને પણ સ્વીકારવા વિરોધ ગણશે એનો શો વિશ્વાસ? શુભાશુભ અવશેષ પ્રારબ્ધ ભોગવવાં પડે છે એવા વિચારવાળા પુરુષો તો આવા સંપૂર્ણ નિંદ્ય વ્યવહારમાં થતા પ્રવેશને વિરોધી કદાચિત્ નહિ ગણતા હશે પણ મારે તો એ સંપૂર્ણ અશુભ વ્યવહારને વિરોધી ગણી અવશ્ય સાવધાન રહેવું ઉચિત છે.

વિરક્તાવસ્થાવાળા તથા એકાંતસેવન કરનારા મહાપુરુષોએ તો સદા વિરોધી વાસનાને ઉપજાવનાર જનસંગનો ત્યાગ સેવેલો હોય છે તેથી તેમને તો સર્વ પ્રકારે વિરોધની નિવૃત્તિ જ રહેવી સંભવે છે, પણ ગૃહસ્થાશ્રમીને અથવા તો મિથ્યા ત્યાગના વેષમાત્રને ધારણ કરી ગૃહસ્થ સ્ત્રીપુરુષોના સહવાસમાં પ્રીતિવાળા રહીને તેમના સહવાસને સેવનારા મિથ્યા ત્યાગીઓને તો અનેક વિરોધની પ્રાપ્તિનો સંભવ આવવો ઘટે છે. તેમાં જે મિથ્યા ત્યાગીઓ અથવા મિથ્યા જ્ઞાનના

ડોળવાળા ગૃહસ્થો છે તેઓ તો તેવાં દુરાચરણની ઇચ્છાવાળા હોવાથી જ પોતાની પાપવાસનાને પૂર્ણ કરવાની ધારણાપૂર્વક બોધક થઈને જનસંગને સેવે છે; અને તેમાં પોતાની દુષ્ટેચ્છાને પૂર્ણ કરીને મસ્ત રહે છે, તથા પોતાને દોષવાન્ ગણી લજાતા નથી. પણ જે ગૃહસ્થો પોતાની ઉત્તરોત્તર થયેલી ઉત્કૃષ્ટ દશાને બ્રહ્મનિર્વાણપદપર્યંત લાવી સ્થાપવાને પ્રયત્નવાળા છે તેમને તો આવા જનસંગમાં રહીને સાવધાન રહેવું ઘટે છે.

આઆદિ અનેક પ્રકારના વિચારોને સ્ફુરતા જાણીને પછી મેં નિશ્ચયપ્રતિ લક્ષ કરી આ પ્રકારે સમાધાનમાં વૃત્તિઓને સ્થાપી.

આ જગત્માં સોપાધિક તથા નિરુપાધિક પ્રારબ્ધવાળા મહાત્માઓ છે. ત્યાં જેમને ગૃહસ્થાશ્રમની નિવૃત્તિ રૂડે પ્રકારે થાય અર્થાત્ યોગ્ય સમયે એટલે ઉત્તરાવસ્થાએ સ્ત્રીનો કાલ થાય, માતાપિતાની પણ ત્યાંપર્યંતમાં નિવૃત્તિ થાય, પુત્રો પણ પોતાના વ્યવહારને ચલાવવા યોગ્ય થાય અને એવિના પ્રબલ પ્રતિબંધ હોય તે શમે એવે અવસરે સંસારદશાનો ત્યાગ થઈ એકાંતસેવનમાં પ્રવેશ થાય તથા પશ્ચાત્ જેમને જનસંગરૂપ ઉપાધિનો સંસર્ગ રહેવાનો સંભવ ન જ આવે એવા પુરુષો તો નિરુપાધિ પ્રારબ્ધવાળા મહાત્મા ગણાય છે; અને જેમને ઉપરનાં સઘળાં કારણોમાંનું કોઇ બલવાન્ કારણ વિદ્યમાન રહીને ગૃહસ્થાશ્રમની સમાપ્તિદ્વારા ત્યાગમાં કે એકાંતસેવનમાં પ્રવેશ કરવાનો સ્વાભાવિક પ્રસંગ ન જ આણે અને તેથી ગૃહસ્થાશ્રમમાં જ જેમનું આયુષ્ય ખપે તથાપિ જે જ્ઞાનારૂઢ હોય, શિથિલાભિમાનમાં સ્થિત હોય, જનસંગમાં રહેવા છતાં દોષમાત્રથી મુક્ત રહેવા સમર્થ હોય, એવા મહાત્મા પુરુષ સોપાધિ પ્રારબ્ધવાળા ગણાય છે. આ પ્રકારના બંને પુરુષ અન્ય સદાચરણી ધર્મજ્ઞ ગૃહસ્થાશ્રમી કરતાં શ્રેષ્ઠ છે; અને જેઓ સ્ત્રી, માતાપિતા કે પુત્રાદિ પ્રતિના સ્વધર્મનો લોપ કરીને સર્વોત્કૃષ્ટ પ્રકારે વિરાગની પ્રાપ્તિવિના જ ત્યાગી થઈને ગૃહક્ષેત્રધનાદિની લાલસાવાળા રહીને, સ્ત્રીપુરુષના સંસર્ગને સેવતા જ્યાં ત્યાં જનસમુદાયમાં વિચરતા રહે છે એવા ત્યાગીઓ તથા સ્વધર્મના અજ્ઞાનવાળા અને સદાચરણથી રહિત એવા ઇચ્છાનુસાર વિચરનારા ગૃહીઓ એ બંને નેષ્ટ છે. એવા પુરુષો ઉપાધિગ્રસ્ત હોવાથી અધમ ગણાય છે અને તેમનો સંસર્ગ પણ સુજ્ઞ પુરુષોએ કરવો અનુચિત છે.

આ પ્રકારનાં સ્થિતિનાં સ્વરૂપ જોતાં અને મારી સ્થિતિને સ્પષ્ટ અનુભવતાં મારી ગણના આ કાલે સોપાધિ પ્રારબ્ધવાળા પુરુષમાં

ગણવા યોગ્ય છે, અને તે શ્રેષ્ઠ હોવાથી હેય નથી. પણ જ્યારે આ સ્થિતિથી ભ્રષ્ટ થવાનો અસાવધાનપણાથી પ્રસંગ આવે ત્યારે તો મારી ગણના પણ પરિણામે નેષ્ટમાં જ કરવી ઘટે. આથી મારે આ સ્થિતિમાં રહેતાંપર્યંત શુભાશુભ વ્યવહારને જાણીને શુભ વ્યવહારમાં સ્વેચ્છા વા પરેચ્છાથી પ્રવેશવાનો સમય આવે તો નિરપેક્ષભાવે પ્રવેશ કરવો, પણ અશુભ વ્યવહારનો પ્રસંગ આવે ત્યાં તો અવશ્ય વૃત્તિને બલ આપીને સાવધાન રહી તેથી નિરંતર બચવું. મારા વિષે ઇચ્છાનો ઉદય તો નહિવત્ જ થઈ ગયો છે, જેથી પરેચ્છાવડે આવતા શુભ ભોગને આસક્તિરહિતપણે આવવા દેવા, પણ અશુભને તો સદા દૂરથી જ ત્યજવા.

શુભાશુભ વિચાર, આગ્રહનિગ્રહરૂપ પ્રવૃત્તિ, તથા ગ્રહણત્યાગની ભાવના જ્ઞાનીમાં સ્ફુરવી સંભવતી નથી; જેથી જ્ઞાની મહાત્માએ વિધિનિષેધ ગણવો ઘટતો નથી એવું ઘણા માને છે, અને તેથી આ પ્રકારની મારા વડે પ્રવૃત્ત થતી વિધિનિષેધની ભાવનાને તેઓ નિંદ્ય ગણશે. તથાપિ એમ ગણવામાં તેમનું અજ્ઞાન સ્પષ્ટ છે, એટલે આથી કોઈને અનર્થ થવાનો સંભવ નથી. **આ વિધિનિષેધ કેવલ અતિવર્ણાશ્રમી જીવનમુક્ત પુરુષો, જેઓ છઠ્ઠી તથા સાતમી ભૂમિકામાં સ્થિત હોય છે તેમના વિષે જ સંભવતો નથી, કારણ કે તેમને દેહનું કે વ્યવહારનું ભાન નથી.** એવી અત્યંત અંતર્મુખાવસ્થામાં રહેલા તે પુરુષોની કોઇ પણ વ્યવહારમાં સ્વતઃ પ્રવૃત્તિ થતી નથી, અને પરતઃ જે જે વ્યવહાર કરાવાય તેનું યથાવત્ ભાન પણ તેમને હોતું નથી. એવા પુરુષોનાં શાસ્ત્રમાં ઘણે સ્થલે લક્ષણો વર્ણવ્યાં છે, જેથી તેમાં સંદેહ થવાનું કારણ નથી.

આ પ્રકારે અતિવર્ણાશ્રમી જીવન્મુક્ત તથા છઠ્ઠી સાતમી ભૂમિકામાં સ્થિત એવા મહાત્મા પુરુષના વિધિનિષેધરહિત વ્યવહારનું જો કોઇ અધમ મનુષ્ય પોતાને જ્ઞાની માનીને અનુકરણ કરે તથા તેમાં દોષ નથી એવું પાછો બીજાઆગળ કહે તો એવો કેવલ બહિર્મુખ પુરુષ અજ્ઞાની જ તથા અધોગતિને પાત્ર જ જાણવો ઘટે છે.

જો કેવલ શબ્દજ્ઞાનમાત્રથી અર્થાત્ કોઇ પણ વેદાંતના ગ્રંથ વાંચી સાંભળીને જાણે કે **ब्रह्म सत्यं जगन्मिथ्या** બ્રહ્મ સત્ય છે અને આ નામરૂપાત્મક જગત્ મિથ્યા છે, અને **अहं ब्रह्मास्मि** તે બ્રહ્મ જે સત્ય છે તે હું છું, અર્થાત્ મારે જન્મમરણ નથી, બંધમોક્ષ

નથી, પાપપુણ્ય નથી, વિધિનિષેધ નથી, જાતિવર્ણઆશ્રમ નથી, સ્ત્રીપુરુષાદિ ભેદ નથી, મારે શરીર નથી, મારે આધિવ્યાધિદુઃખ નથી, મારે વિષે ત્રિવિધ તાપ નથી, હું અજર અમર કેવલ બ્રહ્મ છું, ત્રિગુણથી રહિત છું, પરમતત્ત્વ છું, પંચ કોશથી અતીત છું, રાગ-દ્વેષાદિ સકલ દ્વંદ્વ ધર્મથી અલિપ્ત છું, આઆદિ અનેક શબ્દોને તથા વાક્યોને પાઠ કરી રાખે અને અન્યના સમીપ બોલી બતાવે અને એટલાથી જ પોતાને જ્ઞાની જીવન્મુક્ત માને, સઘળાં વ્યવહારનાં કર્મ ઇચ્છાપૂર્વક કરે, નિંદ્ય કર્મો પણ કરે, એવો પાપાચરણી હોઈને કોઇ એને એની કરણીસંબંધે પૂછે તો કહે કે વિધિનિષેધ અમારે નથી, કોઇ કર્મ અમને નડતું નથી, અમારી ક્રિયા તો સઘળી શેષ રહેલા પ્રારબ્ધથી થાય છે, તે પ્રારબ્ધ તો દેહના અંતે નષ્ટ થવાનું છે, અમારાં સંચિતઆગામી કર્મ તો અમને આ બ્રહ્મજ્ઞાન થયું ત્યારથી બળી ગયાં છે એટલે હવે અમારે કાંઇ ભય નથી,—આઆદિ વચનો બોલે તો તેવા પણ મુક્ત ગણાવા જોઈએ, પણ મૂલ શાસ્ત્રનો આવો દુષ્ટ સિદ્ધાન્ત નથી.

વળી તેવા અધમ મનુષ્યો શાસ્ત્રના તાત્પર્યને ન જાણીને એમ માને તથા કહે કે અંતઃકરણથી હું ન્યારો છું, અને અંતઃકરણને ને મારે કશો સંબંધ નથી, તેથી અંતઃકરણમાં હર્ષ, શોક, કામ, ક્રોધ, લોભ, મોહઆદિ અનેક દોષ હોય અને તે તેપ્રમાણે વર્તે તેમાં મને કશી હાનિ નથી,—આપ્રમાણે બોલે પણ સુખદુઃખ આવે ત્યારે પોતાને સુખીદુઃખી માને, ત્રિવિધ તાપમાં પોતાને બળતો અનુભવે, અને તેથી બચવા ઉદ્યોગ કરે એવો સંતપ્ત છતાં વળી પોતાને જ્ઞાની માને અને વિધિનિષેધ ગણે નહિ એવા અધમોવડે શાસ્ત્રના સિદ્ધાન્તને આધુનિક મૂર્ખ લોકો દૂષિત ઠેરવે છે; એટલું જ નહિ પણ અનેક મનુષ્યો આ પ્રકારના ખોટા નિશ્ચયથી પાપાચરણી થાય છે એ અત્યંત અનર્થ કરનાર હોવાથી ખોટું છે.

જો શાસ્ત્રનો આ પ્રકારનો જ સિદ્ધાન્ત હોય તો શાસ્ત્રકર્તા આ વિદ્યાના અધિકારી માટે પ્રથમ વિવેકાદિ ચાર સાધન શા માટે લખે? તેઓ ઇંદ્રિય તથા મનનો નિગ્રહ કરવાઆદિમાટે શમદમાદિ તથા યમનિયમાદિ સાધનો શા માટે લખે? ન જ લખે; પરંતુ લખ્યાં છે માટે નિશ્ચય થાય છે કે આ પ્રકારનાં સાધનોદ્વારા અંતઃકરણનો દોષોસહિત જય કરે નહિ ત્યાં પર્યંત આ વિદ્યાનો પ્રવેશક પણ થતો નથી તો પારંગત તો થાય જ ક્યાંથી?

આ મહાવિદ્યા નિર્દોષ અંતઃકરણમાં પ્રકટીને જ આપણા સત્કૃલને પ્રકટ કરે છે; જેથી શ્રેયસાધકે સદા આપણા અંતઃકરણને દોષરહિત રાખવા યત્નવાળા થવું, એ પ્રકારનો મેં પ્રથમથી કરેલો નિશ્ચય મને અનેક વિચાર કરતાં પણ યથાર્થ જ જણાયો.

આ પ્રકારે અંતઃકરણને સાવધાન રાખવા છતાં મેં મારા સમીપ આવનાર સર્વ સુજ્ઞ મનુષ્યોને યથાઘટિત બોધ આપવાનો મારો સ્વધર્મ ત્યજ્યો નહિ. જેમ જેમ મેં સમીપ આવનારને પ્રિય તથા હિતકર એવાં યથાર્થ વચનોવડે સરલપણે સુબોધ આપવાનો વ્યવહાર ચાલુ રાખ્યો તેમ તેમ અધિક મનુષ્યોની મારા પ્રતિ પ્રવૃત્તિ થવા લાગી.

આ સંસારમાં એવો સ્વભાવ જણાય છે કે જ્યાં અધિક ઉપાધિસંબંધ થાય કે પછી વિવિધ પ્રકારે વિરોધ આવે છે. એ જ કારણથી, [1]**अति सर्वत्र वर्जयेत् । अति परिचयादवज्ञा**[2] આદિ વચનો વિદ્વાનોના મુખથી નિકળેલાં પ્રતીત થાય છે. વિરોધ થવામાં પ્રાણીઓની વિવિધ કારણોથી બંધાએલી ભિન્ન ભિન્ન પ્રકૃતિ જ કારણરૂપ છે. સજાતીય, વિજાતીય, તથા સ્વગત ભેદ સર્વ પ્રાણિપદાર્થમાં છે, અને તેથી જ પ્રાણિપદાર્થમાં વિરોધ પ્રતીત થવાનો સંભવછે.

મનુષ્યમાત્રની એકસરખી પ્રકૃતિ નથી. પ્રત્યક્ષ જણાય છે કે સર્વ મનુષ્યની મુખમુદ્રા એકબીજાથી સર્વ અંશે સમાન નથી. શરીરનો વર્ણ તથા પ્રમાણ પણ પરસ્પરમાં ભેદ પ્રતીત કરાવતાં જણાય છે. જ્યારે બહારનું દશ્ય રૂપ જ સર્વનું સમાન નથી તો પછી ન દેખી શકાય એવું મનુષ્યનું અંતઃકરણ તો ક્યાંથી જ સમાન હોય ? ન જ હોય. અંતઃકરણનો ભેદ સંસ્કારના ભેદથી હોય છે, અને સંસ્કારભેદથી સર્વની રુચિ તથા પ્રવૃત્તિ પણ ભેદવાળી હોય છે. જે ક્રિયા એકને અનુકૂલ ભાસે તે અન્યને પ્રતિકૂલ ભાસે. આમ હોવાથી જ્યારે જ્યારે અનુકૂલપ્રતિકૂલ ભાવનાનાં પ્રાણીઓ એક સ્થલમાં કે એક પ્રકારના સંબંધમાં આવે છે ત્યારે તેમને પરસ્પરમાં અણધાર્યા વિરોધ પ્રતીત થાય છે, અને તેથી સમુદાયમાં કલેશનો આવિર્ભાવ થાય છે. આ નિયમથી મારા સમીપ આવનાર મનુષ્યોમાં પણ પ્રસંગવશાત્ વિરોધ તથા કલેશનો સદ્ભાવ લાગ્યો. જ્યાંપર્યંત મારી સમીપતા હોય ત્યાંપર્યંત તો સર્વને અવિરોધ વર્તે, પણ તેમના પરસ્પરના અન્ય સંબંધોમાં પ્રસંગવશાત્ વિરોધ થતો. આમ છતાં પણ તે સર્વમાં જેમને મારા મુખથી ગુણદોષનાં તથા વિવિધ પ્રકૃતિનાં તથા

૧ અતિ સર્વત્ર ત્યજવું. ૨ અતિ પરિચયથી અવજ્ઞા થાય છે.

પરસ્પરમાં થનાર ક્લેશમાત્રનાં કારણસહિત તે ક્લેશોનાં સ્વરૂપને તથા વિરોધના શમનના વિવિધ વિચારનાં સ્વરૂપને શ્રવણ કરવાનો સમય આવ્યો હતો તેવા વિવેકવાળા સાધકોને તો કદાચિત્ ક્લેશનાં કારણો પ્રતીત થતાં કે તત્કાલ તેના શમનની યુક્તિનો ઉપયોગ કરતા અને અવિરોધીપણે પરસ્પરના સંબંધથી સુખરૂપ લાભ લેતા, અને જેઓ ખરા સાધકરૂપ ન હતા પણ માત્ર દેખાદેખી મારા સમીપ આવતા, અને જેમને મારા મુખથી ગુણદોષાદિનાં સ્વરૂપનો તથા સિદ્વ્યારનો તેમ જ આ વિચિત્ર જગત્‌નાં સામાન્યવિશેષ સ્વરૂપનો શ્રવણસાક્ષાત્કાર થયેલો ન હતો તેવાં મનુષ્યોને તો પરસ્પરમાં ક્ષણે ક્ષણે વિરોધ આવતો, તથા તેઓ તે વિરોધને શમાવવાની યુક્તિથી પણ અજ્ઞાન હોવાથી તે વિરોધને સત્વર શમાવી શકતા ન હતા; એટલું જ નહિ પણ ઉલટા પોતપોતાના પ્રાપ્ત દોષોને વશ વર્તીને તેઓ તે ક્લેશમાં પ્રતિક્ષણે વધારો કરતા હતા. ક્ષુદ્ર કારણોથી પણ તેઓ પરસ્પરમાં ક્રમથી ભારે વૈર ઉપજાવી લેતા હતા, અને તેનાં અનિષ્ટ પરિણામ રાત્રિદિવસ સહન કરતા પ્રજળતા હતા. આમ છતાં પણ જે લોકો કોઇ પણ સત્પુરૂષના સંબંધવિનાના તથા સચ્છાસ્ત્રના શ્રવણાદિથી અંતઃકરણમાં પડતા સંસ્કારવિનાના હોય છે તેવા ઇતર મનુષ્યોનાં અંતઃકરણ જેટલાં અવર્ણનીય ક્લિષ્ટ હોય છે તેટલાં તે લોકનાં ન હતાં. તેઓ ઉત્તરોત્તર સહજ સહજ સંબંધથી પણ ઉજ્જવલ સંસ્કારોને ધારણ કરતા હતા, તથા ક્રમે કરીને પ્રતિદિવસ પોતાની વર્તણુકને સુધારવાની સ્પૃહાવાળા થતા હતા. પોતાને દોષરૂપ જોઈ જાણીને મનમાં લજાતા હતા, જેથી થોડા સમયમાં તેમને પણ સુધરવાનો સંભવ હતો. **મનુષ્યમાત્રને સુધારવાના નિયમોમાં એ પણ એક નિયમ છે કે તેણે પોતાના કરતાં વધારે વિદ્વાન્, ગુણવાન્ તથા બુદ્ધિમાન્ મનુષ્યોના સંબંધમાં વિશેષ સમય વસવું.** આ નિયમ તેમને પ્રાપ્ત હતો, કારણ કે ચેષ્ટા માત્ર જોવા નિમિત્તે પણ તેમાંના ઘણાખરાને એ સમુદાયને સેવવાનો પ્રસંગ આવતો હતો.

આ પ્રકારે અનેક અનુકૂલપ્રતિકૂલ સ્વભાવનાં મનુષ્યોનો આવવા જવાનો પ્રસંગ વધવાથી મારે એક વ્યાપારનો વધારો થયો હતો. તે આ હતો. આવનાર મનુષ્યોને કોઇ પણ વ્યાવહારિક નીતિ કે પારમાર્થિક નીતિસંબંધે પરસ્પરમાં ચર્ચા ચાલતી અને તેમાં બે મત પડતાં. ત્યાં એક કહે કે મારું ખરું, અને બીજો કહે કે મારું ખરું.

આમ મતભેદ થવાથી તેઓ પ્રસંગે યોગ્ય નિર્ણયઅર્થે તે વિવાદના વિષયને મારા સમીપ લાવતા. તેમને વિવિધ પ્રકારનાં યોગ્ય સમાધાનથી યથાર્થ નિશ્ચયઉપર લાવવાને વિસ્તારથી મારે વિવેચન કરવું પડતું. આમાં પણ મારો કેટલોક સમય વ્યતીત થવા લાગ્યો.

આ વ્યાપાર પણ જનહિતકર હોવાથી હેયરૂપ ન હતો. પણ પ્રસંગે એમ થતું કે ઉભયમાંથી એકનો પક્ષ ખોટો હોય અને તેને ખોટો કહેવાનો પ્રસંગ આવે તો તેથી તેના બંધાયલા દુરાગ્રહથી તેને ખોટું લાગતું; અને મારા વિરોધી પક્ષકારનો પક્ષ કરી મારા પક્ષને દોષવાળો કહે છે, એવું વિપરીત ભાન તેને તેની મતિની દુર્બલતાને લીધે થતું, અને તેથી તે ખેદને પ્રાપ્ત થતો. વળી જેના પક્ષને યથાર્થ નિશ્ચય કરવામાં આવે તે પણ પ્રકૃતિવૃત્તિની પરીક્ષા કરી વર્તન કરનાર ન હોય તો તે પુનઃ પેલા સામા પક્ષકારને સ્વાભિમાનપૂર્વક કહે કે 'કેમ હું કહેતો હતો તે જ ખરૂં ઠર્યું કે નહિ ? તમારૂં બોલવું ખોટું છે એ હવે બરાબર સમજાયું કે નહિ ? તમને તો મારા ભાઈ ! બરાબર સમજણ નથી ને ખોટી ટેંચ કરવાનો સ્વભાવ પડ્યો છે. આવી ખોટી તકરાર હવે કોઇ જોડે કરો તો લગાર જોઈ વિચારીને કરજો. નહિ તો મિથ્યા મૂર્ખ ઠરશો, કેમ સમજ્યા કે નહિ ?' આઆદિ અનેક પ્રકારનાં વચનો તેને સંભળાવે, તેથી તેને પુનઃ દુરાગ્રહ વધે, અને પ્રમાણવચનોનો પણ અનાદર કરે. આ પ્રકારના પ્રસંગ આવે તે ઉપાધિરૂપ જણાતા. પણ બંને બુદ્ધિમાન્ અને દુરાગ્રહવિનાના પુરુષોમાં જ્યારે ચર્ચા થતી અને તેઓ નિર્ણય કરાવવા આવતા ત્યારે તો તેથી સર્વને લાભ થતો, અને તે ઉભય પણ પ્રસન્ન થતા. તેવા પ્રસંગો ઉપાધિરૂપ જણાતા ન હતા.

**ચર્ચાના નિયમને જાણનારા, બલવત્તર પ્રમાણને સમજનારા તથા દુરાગ્રહવિનાના સુજ્ઞ પુરુષો નિર્વિવાદ નિશ્ચય કરવાને સમર્થ થાય છે. પણ ચર્ચાના યથાર્થ નિયમને ન જાણનારા, પ્રમાણની યોગ્યતાને ન જાણનારા, પોતાનાં વચનને જ ખરાં કરવાની ઇચ્છાથી દુરાગ્રહને કરનારા, અને તત્વપદાર્થ કે વસ્તુવિવેકવિનાના અલ્પજ્ઞ જીવો નિર્વિવાદ નિઃશંક નિર્ણય કરી સમાધાનને પ્રાપ્ત થઈ શકતા નથી.**

ઘણા મનુષ્યો તો એવા હોય છે કે પોતાની બુદ્ધિ દુર્બલ છતાં પણ પોતાને મોટા બુદ્ધિમાન્ સમજે; પોતે અજ્ઞાનાવૃત અંતઃકરણવાળા છતાં પોતાને જ્ઞાની માને; પોતે કામક્રોધાદિ દોષોને વશ વર્તનાર છતાં

પોતાના મનથી પોતાને કામક્રોધાદિ દોષોને વશ વર્તાવનાર માને; અનેક પાપના સંસ્કારવાળા પોતાના અંતઃકરણને નિષ્પાપ શુદ્ધ માને; અત્યંત ચિત્તચાંચલ્ય વિક્ષેપદોષવાળા છતાં પોતાને સ્થિર ચિત્તના નિર્વિક્ષેપ માને;પોતે અદઢ નિશ્ચયવાળા છતાં પોતાને દઢ નિશ્ચયવાળા માને; અને પોતે અપ્રમાણિક છતાં પોતાને પ્રામાણિક માને. આઆદિ અનેક દોષના પાત્રરૂપ છતાં પોતાને નિર્દોષ માને, અને કદાચિત્ કોઇ તેમના દોષને જણાવે તો તેના પ્રતિ રોષ ધરે. આ પ્રકારના સ્વભાવવાળા મનુષ્યોને સત્વર તો શું, પણ ઘણે કાલે તથા ઘણે કષ્ટે પણ આગ્રહથી કર્મોપાસના કર્યાવિના યથાવત્ બોધ થતો નથી. ઘણો કાલ કર્મોપાસનાનો અભ્યાસ રાખવાથી અંતઃશુદ્ધિનો સંભવ થવે દુરાગ્રહ છૂટી તે મનુષ્યો નિર્મલ થાય છે.

વળી કેટલાક મનુષ્યો એવા સ્વભાવના હોય છે કે પોતે પોતાને દોષવાન્ જાણે છે પણ તે દોષ છોડવાની ઇચ્છા રાખતા નથી, અને તે દોષ છોડવાની સલાહ આપનારને શત્રુતુલ્ય ગણે છે. જ્ઞાન પામવાની તથા સુખ મેળવવાની ઇચ્છાવાળા હોય છે, પણ જ્ઞાનના તથા સુખના ઉપાયને કરવામાં પ્રીતિવાળા હોતા નથી. ઘણા આળસુ અને પ્રમાદી હોય છે. એ જ પ્રમાણે અનેક દોષના પાત્ર છતાં તથા પોતાને દોષપાત્ર જાણતાં છતાં પણ દોષથી છૂટવાના ઉપાયને, જણાવનાર જણાવે છે, ત્યારે પ્રીતિ કે ઉત્સાહવડે તેને આદરતા નથી. આવા મનુષ્યોને પણ સ્વલ્પમાં બોધ થતો નથી. એવા મનુષ્યોને પણ પ્રથમ અંતઃકરણશુદ્ધિમાટે કાલ તથા યોગ્ય પ્રયત્નની અગત્ય હોય છે. તેપ્રમાણે જો સમય તથા પ્રયત્નનો વ્યય કરે તો તેમને પરમાર્થ પ્રાપ્ત કરવામાં અધિક સુગમતા થાય છે.

કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેમને પોતાના દોષનું જ્ઞાન હોય છે તે દોષોથી છૂટવાની ઇચ્છા હોય છે, તથા યત્ન કરવાની વૃત્તિ હોય છે, પણ તેમને જ્યાંપર્યંત યોગ્ય માર્ગદર્શક પ્રાપ્ત થતો નથી ત્યાંપર્યંત તેમને પણ શ્રેયઃ સાધવામાં મોટી વિડંબના રહે છે.

કોઇ કોઇ મનુષ્યોને નિર્દોષ થવાની ઇચ્છા, આગ્રહ તથા પ્રવર્તક પ્રાપ્ત હોય છે, તથાપિ ગૃહી અવસ્થામાં માતાપિતા, સ્ત્રી, કે બંધુઆદિ સ્વજનોના પક્ષથી નાના પ્રકારનાં વિઘ્ન આવવાના સંભવ હોય છે. તે વિઘ્નરૂપ પ્રતિબંધથી તેઓ સત્વર ઈપ્સિતાર્થ પ્રાપ્ત કરી શકતા નથી. એ જ પ્રમાણે કોઇને સઘળી અનુકૂલતા તથા સ્વજનોના પક્ષથી પણ પ્રતિબંધ હોતો નથી તો તેમને પોતાના શરીરની પ્રતિકૂલતા

અર્થાત્ વ્યાધિગ્રસ્ત શરીર હોવાથી ધારવાપ્રમાણે યત્ન કરવા સંભવ આવતો નથી, જેથી તેમને પણ શ્રેયઃ સાધવામાં વિઘ્ન રહે છે.

આઆદિ અનેક પ્રકારનાં વિઘ્નો મનુષ્યોને કલ્યાણના માર્ગમાં નડે છે. તે સર્વ વિઘ્નોના ભયથી મુક્ત રહીને કોઇક મનુષ્ય જ યત્ન આરંભી એક જન્મમાં કૃતકૃત્ય થાય છે, ઘણા અનેક જન્મમાં કૃતાર્થ થાય છે અને ઘણા તો અનેક જન્મે સત્સંસ્કારની પ્રાપ્તિ કરતા અધિક કાલે આ જન્મમૃત્યુરૂપ સંસારથી ઉદ્ધરે છે.

ઘણા મનુષ્યો તો ઈશ્વરને ન માનનારા થાય છે, અને તેઓ મોક્ષના સ્વરૂપને સમજી સ્વીકારતા નથી. એવાનો તો આ દુઃખરૂપ સંસારથી કેટલે કાલે છૂટકો થશે એનું કાંઇ પ્રમાણ નથી.

આ વિધિ અનેક પ્રકારનાં મનુષ્યો જે સંસારમાં વિદ્યમાન છે, તે સર્વપ્રકારનાં મનુષ્યોનો મારા સમીપ પણ પ્રવેશ હતો. એ મારા સમીપ આવનાર મનુષ્યોનો મેં ત્રણ ભેદમાં સમાવેશ કર્યો હતો. ૧ શ્રદ્ધાવાન્, ૨ અર્ધશ્રદ્ધાવાન્ અર્થાત્ કંઇક શ્રદ્ધા તથા કંઇક અશ્રદ્ધાના અંશવાળા મિશ્ર ભાવના, અને ૩ અશ્રદ્ધાવાન્, ત્યાં પ્રથમ શ્રદ્ધાવાળાં તો શુદ્ધ પ્રેમવાળાં હોવાથી આજ્ઞાનુસાર યત્ન કરનારાં તથા મારી પ્રીતિ સંપાદન કરવા અર્થે અત્યંત પ્રીતિથી સદ્વર્તનને સેવનારાં હતાં. બીજાં મધ્યમ તો જ્યારે જ્યારે શ્રદ્ધાવાન્‌ના સંબંધમાં બેસે ઉઠે કે રહે ત્યારે ત્યારે તો પૂર્ણ વિશ્વાસથી મારાં વચનોને અનુસરે; અને જ્યારે જ્યારે અશ્રદ્ધાવાન્ અધમના સંસર્ગમાં રહે ત્યારે ત્યારે તો મારાં વચનોમાં અવિશ્વાસવાળાં થઇને મારામાં વ્યર્થ દોષારોપ કરીને પોતાનાં સુકૃત્યનો ક્ષય કરતાં કેવલ સદ્વર્તનમાં આરૂઢ રહેતાં ન હતાં. ત્રીજાં અધમ તો અશ્રદ્ધાવડે જ્યારે ત્યારે મારાં વચનોમાં તથા વર્તનમાં દોષદર્શન કરવાના અભ્યાસવાળાં હતાં. તે મારાં સમાગમી છે, એમ લોકમાં અનેક પ્રકારના પોતાના સ્વાર્થ માટે જણાવતાં, પણ અંતરથી દ્વેષી સરખાં રહેતાં. એ અશ્રદ્ધાવાન્ અધમ મનુષ્યોથી મને અથવા શ્રદ્ધાવાન્‌ને તો કિંચિત્ પણ અનર્થની પ્રાપ્તિનો સંભવ ન હતો, પણ તેઓ પેલાં મધ્યમ મનુષ્યોને નિરંતર અનર્થનાં કારણરૂપ થઇ પડતાં હતાં.

હવે એ શ્રદ્ધાવાન્, અર્ધશ્રદ્ધાવાન્ તથા અશ્રદ્ધાવાન્, એમ ત્રણ પ્રકારનાં તે મારા સમીપ આવનાર મનુષ્યો પોતપોતાના નિશ્ચયને જે જે પ્રકારના વિચારથી દૃઢ કરી રાખતાં તે તે વિચારનાં સ્વરૂપને તેમનાં અંતઃકરણને સ્પષ્ટ કરવા નિમિત્ત અત્ર સ્વલ્પમાં કહું છું.

૧ અશ્રદ્ધાવાન્ અધમ સંસ્કારવાળા મનુષ્યો તો એમ માનતા તથા અન્યને મનાવવા યત્ન કરતા કે આ આપણા **શ્રીગુરુ** છે ખરા, અને આપણે એમને **શ્રીગુરુરૂપે** માન આપીએ છીએ ખરા, પણ જેવા શાસ્ત્રમાં લખ્યા છે તેવા એ શ્રીગુરૂ નથી. શાસ્ત્રમાં ખરા ગુરુને તો નિઃસંગ ને નિર્લેપ કહ્યા છે, અને આ ગુરુ તો આપણો સર્વ મનુષ્યોનો સંગ રાખે છે, અને આપણાં સુખદુઃખોને શ્રવણ કરીને તે દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ માટે ઉપાયની યોજના કરી આપવાની કાળજીવાળા છે; તેથી લિપ્તમાં ગણાય એવા છે. વળી ખરા ગુરુ તો, સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, તથા ધનાદિ પદાર્થનો ત્યાગ કરીને કૌપીનમાત્રને ધારણ કરીને નિરંતર વિચરતા રહે તે છે. તેમનાથી પૂરી એક રાત્રિ પણ એક જગાએ રહેવાય નહિ, અને આ ગુરુ તો આપણી પેઠે સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, તથા ધનાદિ પદાર્થના સંગ્રહવાળા છે, ઘણો કાલ એકજ સ્થાનમાં રહે છે, તથા સારાં વસ્ત્રોને ધારણ કરે છે, માટે એ કાંઇ ખરા ગુરુ ગણાય નહિ. વળી શાસ્ત્રમાં તો કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય આદિ દોષોથી રહિતને ગુરુ કહ્યા છે, અને આ ગુરુમાં તો સઘળા દોષો હશે એમ અનુમાન કરવાને કારણ છે. કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે "**संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते। क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः॥ स्मृतिभ्रंशात् बुद्धिनाशोबुद्धिनाशात् विनश्यति॥ ભાવઃ**—આ પ્રાણિપદાર્થના સંગથી કામ ઉપજે છે, કામથી ક્રોધ પણ ઉપજે છે, ક્રોધથી મોહ પણ થાય છે, સંમોહથી આ કરવાયોગ્ય છે અને આ કરવાયોગ્ય નથી, એ પ્રકારની જે સ્મૃતિ તે લોપ થાયછે, અને સ્મૃતિ લોપ થવાથી બુદ્ધિમાં બિગાડ થાય છે, અર્થાત્ યોગ્યાયોગ્ય નિશ્ચય કરવાનું સામર્થ્ય ઘટી જાય છે, અને તેમ થવાથી અયોગ્ય આચરણનો સંભવ આવે છે અને તેથી જ્ઞાનસુખનો વિનાશ થાય છે. આપ્રમાણે શાસ્ત્રવચનપ્રમાણથી સ્પષ્ટ જ છે કે આ ગુરુને આપણઆદિ પ્રાણીઓનો સંગ છે, તેથી એમનામાં સંગથી પ્રાપ્ત થતી દોષોની પરંપરા સઘળી જ આવવી જોઈએ, અને તે દોષસમૂહ આવે એટલે ગુરુપણું ગણાય નહિ. વળી શાસ્ત્રમાં તો ગુરુને નિરુપાધિવાળા કહ્યા છે, અને આ ગુરુ તો ઉપાધિવાળા છે, કારણ કે દંડછત્રચામરાદિ દેવનૃપના સમીપ રહેનાર સર્વ ચિહ્નોને પોતાના સમીપ રાખે છે, અને તેના અંગે વાહનાદિ ઉપાધિ પણ એમની પાછળ છે. વળી શાસ્ત્રમાં તો નિરન્તર જ્ઞાનમાં તલ્લીન રહેનારા ગુરૂ કહ્યા છે, અને વ્યવહારના સંબંધવાળી વાર્તામાત્રને ન બોલનાર

તથા ન સાંભળનાર એવાને ગુરુ કહ્યા છે, અને આ તો આપણને બોધ આપવાને જાગ્રત્ રહેછે, એટલે જ્ઞાનમાં તલ્લીન તો નથી જ રહેતા; અને બોધ આપે છે ત્યારે વ્યવહારને લગતાં દૃષ્ટાન્તોને વારંવાર કહીને સઉને સમજાવે છે, એટલે વ્યવહારકથન કરવારૂપ દોષ પણ એમનામાં છે. એટલે શાસ્ત્રસિદ્ધ ગુરુમાં આ ગુરુની ગણના કરવી ઘટિત નથી.

શાસ્ત્રમાં બાલવત્ કે ઉન્મત્ત પિશાચવત્ વિચરનારને ગુરુ કહ્યા છે; અને આ ગુરુ તો બાલક કે ઉન્મત્ત પિશાચની પેઠે વિચરતા જણાતા નથી. આ તો આપણી પેઠે સાધારણ મનુષ્યવત્ વિચરેછે. તેથી પણ એમની ગુરુમાં ગણના કરવી ઉચિત નથી. વળી શાસ્ત્રમાં તો દિગંબર રહેનાર તથા પોતાના શરીરનું પણ ભાન જેમને હોતું નથી તેવાને ગુરુ કહ્યા છે, અને આ તો પાંચે વસ્ત્ર આપણી પેઠે ધારણ કરનાર છે અને પોતાનાં તથા સંબંધીઓનાં તેમ જ ઇતર સર્વનાં શરીરના ભાનવાળા છે. સર્વના રક્ષણના ઉપાયને પણ કથન કરે છે, માટે ગુરુપણું સંભવતું નથી. શાસ્ત્રમાં તો સર્વાર્થ સધાવનાર, મૌનને ધારણ કરનાર તથા શરીરના રક્ષણમાટે પોતાને હાથે નહિ જમનારને મહાત્મા કહ્યા છે, અને આ તો બોલે છે તથા પોતાને હાથે જમે છે. વળી શાસ્ત્રમાં તો શત્રુમિત્રભાવથી રહિત રહેનારને ગુરુ કહ્યા છે; અને આમને તો સગાંસંબંધી તથા આપણે શિષ્યો છીએ, એટલે આપણા ઉપર એમને મિત્રબુદ્ધિ હશે અને જેઓ એમને નહિ માનનાર હશે, તેમના ઉપર તો એમની શત્રુબુદ્ધિ હશે, જેથી ગુરુપણાનો વાંધો સમજવો. આઆદિ અનેક પ્રકારના વિચારને વશ થતા તે અશ્રદ્ધાવંત મનુષ્યો પોતાની અશ્રદ્ધાને દૃઢ રાખતા હતા, તથા અન્યમાં અશ્રદ્ધા દૃઢાવવાને એવા અનેક તર્કવિતર્ક કરીને સભળાવતા તથા સમજાવતા હતા.

હવે શ્રદ્ધાવંત મનુષ્યના વિચારોને શ્રવણ કરો.

તે શ્રદ્ધાવંત ઉત્તમ સંસ્કારવાળા અધિકારીઓ પોતાના મનમાં વિચાર કરતા કે "અહો ! આપણે કેવા સુભાગ્યવંત છીએ કે આપણે જેવા જોઈએ તેવા તથા જેવા શાસ્ત્રમાં કહ્યા છે તેવા **શ્રી**સદ્‌ગુરુ પ્રાપ્ત થયા છે. આ આપણા **શ્રી**ગુરૂ પરમદયાલુ છે. શરણાગત જનોને અધોગતિથી ઉગરવાને નિરન્તર પ્રયત્નવાળા છે. એમને કોઇ પ્રકારનો પણ સ્વાર્થ સાધવો હોય એમ પ્રતીત થતું નથી. કેવલ પરોપકારાર્થ અવશેષ આયુષ્ ગાળે છે. એ સંગી છતાં પણ નિસંગી તથા નિર્લેપ છે, કારણ કે ઇતર પ્રાણીઓને સંગદ્વારા જે કામક્રોધાદિ દોષ ઉપજે છે તે દોષોનો અંશમાત્ર પણ એમનામાં પ્રતીત થતો નથી. આ જગત્‌માં અન્ય લોકોના નિશ્ચયથી તથા શાસ્ત્રથી

આ પંચ પ્રકારથી અન્ન ગ્રહણ કરતાં તે યતિ પુરુષે વાસના-રહિત થવું છે. એથી ભિન્ન અન્ય ઉદ્યોગોથી તેણે અન્નાદિ ગ્રહણ ન જ કરવું એવું વિધાન છે.

એ યતિને અર્થે વસ્ત્રનો પણ નિયમ છે કે તેમણે બે કૌપીન તથા તે કૌપીનઉપર બાંધવાનાં બે કટિવસ્ત્ર તથા શીતની નિવૃત્તિઅર્થે એક કંબલાદિરૂપ કંથા એટલાં જ વસ્ત્ર સમીપ રાખવાં. પાદુકા તથા જલપાત્ર રાખવા પણ કહ્યું છે. એથી અધિક પદાર્થોનો સંગ્રહ ઉપયોગી ગણાયો નથી.

સમાધિસ્થિતિ ન હોય ત્યારે અર્થાત્ ઉત્થાનાવસ્થામાં યતિને અન્ય વ્યાપારોનો ભિક્ષાન્નમાટે કે વસ્ત્રમાટે પણ નિષેધ કહ્યો છે. કોઇ પણ સંન્યાસીએ ઉત્પાતકથન કરીને અર્થાત્ ભૂકંપાદિક સ્વાભાવિક થતા વિલક્ષણ પ્રસંગોનાં શુભાશુભ ફલકથનરૂપ ઉત્પાતકથન કરીને જીવવાની આશા કરવી નહિ. નેત્રભુજાઆદિનાં સ્ફુરણથી થતાં શુભા-શુભ ફલોનું કથન તે નિમિત્તકથન છે તે પણ ન કરવું. નક્ષત્રવિદ્યાવડે પણ અન્નાદિની આશા ન કરવી અર્થાત્ ગ્રહનક્ષત્રાદિના સંબંધથી શુભાશુભ ફલકથન કરવારૂપ નક્ષત્રવિદ્યાથી જીવવું નહિ. અંગવિદ્યાથી અર્થાત્ હસ્તપાદમુખાદિની રેખાઓનાં શુભાશુભ ફલકથનવડે પણ ભિક્ષાન્ન પ્રાપ્ત કરવા ધારવું નહિ. અનુશાસનથી અર્થાત્ અમુક પ્રકા-રનો નીતિ માર્ગ છે, અમુક નીતિમાર્ગે તમારે વર્તવું, અમુક અની-તિએ ન વર્તવું ઇત્યાદિ કથનરૂપ જે અનુશાસન છે તેવડે પણ જીવવા ઇચ્છવું નહિ. વળી અમુક શાસ્ત્રમાં અમુક અર્થનું પ્રતિપાદન કર્યું છે ને અમુક શાસ્ત્રમાં અમુક અર્થનું પ્રતિપાદન કર્યું છે ઇત્યાદિ કથનરૂપ જે વાદ* છે તેવડે પણ જીવવા આશા કરવી નહિ.

હે સાધકો ! આઆદિ નિષેધ કરેલા માર્ગોને ત્યજીને વિધાન કરેલા માર્ગથી જ ભિક્ષાન્ન પ્રાપ્ત કરીને સંન્યાસીએ જીવન્મુક્તિની ઉત્તરઉત્તર ભૂમિકામાં સ્થિત થતાં કૃતકૃત્ય થવું છે. જ્યાંસુધી કર્મ-સંગ તથા ફલસંગ હોય ત્યાંસુધી એ પુરુષે વિધિનિષેધનું સ્મરણ કરવું ઉચિત છે; અને જ્યારે તે પુરુષ કર્મસંગથી મુક્ત થયેલો નિ-રાશ્રય થાય છે તથા ફલસંગથી રહિત થયો નિત્યતૃપ્ત થાય છે ત્યારે તેને સ્વભાવથી જ વિધિનિષેધનું વિસ્મરણ થાયછે અને તેમ થયા પછી તે પુરુષ શરીરી પ્રતીત થતો છતો સર્વાતીત હોય છે.

---

* ન્યાયશાસ્ત્રમાં વાદનું આ પ્રકારનું સ્વરૂપ છે:—

આ પ્રકારે છે, માટે હે સજ્જનો! હવે મારે સંબંધ તથા આસક્તિરહિતપણે જ્યાં ત્યાં વિચરવું રહ્યું છે, અને યથાક્રમે નિત્ય-નિવૃત્તિને પ્રાપ્તવત્ છું તથાપિ નિત્યનિવૃત્તિને પ્રાપ્ત રહેવું છે.

આ મારાં વચનોનો યથાશક્તિ યથાનિયમે ઉપયોગ કરીને તમે સર્વ પણ મુક્ત છતાં જીવન્મુક્તત્વને યથાકાલે અનુભવજો અને સુખસ્વરૂપ રહેજો.

હે પંચવરદ મહાત્મન્! આ પ્રકારે તે સર્વ સુજ્ઞ સાધક પુરુષોને કહીને પછી મેં નિશ્ચય કરેલે સમયે સર્વ સજ્જનોના સમુદાયથી પૃથક્ થઈને પ્રયાણ કર્યું. ઘણા તો મારા વિયોગથી સંતાપને અનુભવવાના ભયથી થોડા દિવસ મારી પાછળ પાછળ આવ્યા, પણ તેમને સમાધાન આપીને પોતપોતાને આશ્રમે વિદાય કર્યા, અને પછી યથાપ્રાપ્ત ધર્મોને સેવતો હું એકાંત રહેવા તથા વિચરવા લાગ્યો.

ક્રમે કરીને મને સ્નેહિસંબંધીનું સામાન્યપણું જે પૂર્વથી સિદ્ધ હતું તે વિશેષે કરીને સિદ્ધ થઈ રહ્યું. આશ્રમોના અવધિપર્યંતના કર્તવ્યને કર્યું હતું, અને પ્રાપ્તવ્ય શેષ ન રહેવાથી અંતઃકરણ શાંત રહ્યું હતું તોપણ આ દેહરૂપ પ્રારબ્ધના અવધિપર્યંત અંતરમાં પ્રાપ્ત

---

**तत्त्वबुभुत्सोः कथा वादः ।**

**અર્થ**—તત્ત્વવસ્તુના બોધનની ઇચ્છાવાળા બે પુરુષોની જે પરસ્પર પ્રશ્નોત્તરરૂપ કથા છે તેનું નામ વાદ છે.

જ્યારે આ પ્રકારના વાદની પણ સંન્યાસીને શાસ્ત્રની આજ્ઞા નથી, તો પછી જલ્પ અને વિતંડાની તો આજ્ઞા હોય જ કેમ? ન્યાયશાસ્ત્રમાં જલ્પનું લક્ષણ આ છે:—

**उभयपक्षस्थापनवती विजिगीषुकथा जल्पः ।**

**અર્થ**—વાદીના પક્ષને તથા પ્રતિવાદીના પક્ષને એમ ઉભય પક્ષને સ્થાપન કરનાર એવી જે પરસ્પરમાં જિતવાની ઇચ્છાવાળા વાદિપ્રતિવાદી બંનેની પ્રશ્નોત્તરરૂપ કથા છે તે જલ્પ છે (અર્થાત્ પોતપોતાના પક્ષને સ્થાપવાના આગ્રહવાળા બે જણનો જે વાદ છે તે જલ્પ છે.)

અને વિતંડાનું લક્ષણ આ પ્રમાણે છે:—

**स्वपक्षस्थापनहीना विजिगीषुकथा वितंडा ।**

**અર્થ**—પોતાના પક્ષના સ્થાપનની ઇચ્છારહિતપણે જે પરસ્પરમાં જિતવાની ઇચ્છાવાળા પુરુષોની કથા છે તે વિતંડા છે.

વેગને અધીન વર્તતાં વિચરતાં વિચરતાં આ સ્થલમાં આવવું થયું અને તમારી ઇચ્છાથી જે કાંઇ કહેવા યોગ્ય હતું તે કહેવાયું.

પોતપોતાની મતિઅનુસાર તાત્પર્યને નિશ્ચય કરીને સર્વ શ્રોતાઓ અંતમાં સ્વરૂપસુખાનુભવ કરે એ જ આ પ્રવૃત્તિની સાર્થકતા છે.

આટલું બોલીને મૌન રહેલા તે મહાત્માપ્રતિ બે હસ્ત જોડીને શ્રીપંચવરદ આ પ્રમાણે બોલે છેઃ—

હે ભગવન્! આપ કે જે આ વિશ્વમાં અદ્વિતીયરૂપ છો અને અમને પુનઃ પુનઃ ન પ્રાપ્ત થાઓ એવા છો તેમનું હું શાવડે આતિથ્ય કરું? વિશ્વની તારક સત્તા અનેક વાર સ્થલે સ્થલે આપ-સરખા દયાલુ પુરુષરૂપે પ્રકટે છે, પણ અમે કે જે આ કાળે જ તે સત્તારૂપ આપનાં દર્શનને પામ્યા છીએ તેમને આપના આ દર્શનથી જ ધન્ય અને કૃતાર્થ સમજું છું.

આ જીવોને ઉગ્ર પુણ્યના સંચયવિના આપનાં દર્શન જ પ્રાપ્ત થતાં નથી તો આપના મુખથી આ અમૃતધારાનું પાન કરવું એ કાંઇ અતિ મોટા પુણ્યસંચયવિના હોય જ કેમ?

હે સુખસ્વરૂપ! આપ નિત્યતૃપ્તને હું શાવડે સંતોષને પ્રાપ્ત કરી પ્રસન્ન કરું કે જેવડે અમારું નિરંતર કલ્યાણ હોય? આપ કે જે વિશ્વવ્યવસ્થાપક ઇશ્વરના વિભવને પણ અસ્પૃહાવડે અવલોકનાર છો તેમને કયો ક્ષુદ્ર પદાર્થ અર્પવા ઇચ્છા કે યાચના કરું?

આઆદિ વિનયવચનને બોલતા તે પંચવરદ મહારાજે તે મહાત્માને ત્યાંથી ઊઠવાની પ્રવૃત્તિવાળા જોયા કે તત્કાલ તેમનું પ્રીતિ-વડે પૂજન કર્યું. પૂજનની સમાપ્તિમાં વસ્ત્રધનાદિ પદાર્થો ચરણસમીપ અર્પણ કર્યા, એટલે તે સર્વ પદાર્થોને જેમના તેમ પડેલા રહેવા દઇને તે મહાત્મા પ્રસન્ન મુખમુદ્રાવડે ઊઠીને ચાલતા થયા. રાજાઆદિ સર્વ ગૃહદ્વારપર્યંત પાછળ પાછળ ચાલ્યા, અને પછી પ્રધાનગૃહમાં બેસવા પ્રાર્થના કરી તેપ્રતિ અલક્ષ કરતા નગરથી બહાર ચાલી નીકળ્યા.

શ્રીપંચવરદ મહાત્મા પોતાના પરિવારસહ પ્રસન્ન થયા અને એ મહાત્માના સ્વરૂપનો લક્ષ કરતાં તેમના બોધનું મનન સર્વ પોતપો-તાની શક્તિપ્રમાણે કરવા લાગ્યા.

હવે પછી અન્ય મહાત્માના સમાગમસુખની આશાવડે હર્ષયુક્ત રહેલા તે સર્વ પોતપોતાના વ્યવહારમાં પ્રવેશ કરતા હવા.

## ॥ इति द्वितीयः समागमः ॥

### દોહરા

પંચવરદવૃત્તાન્ત આ, ધારે ઉર ધરિ નેહ;
શમે સહજ દોષો સકલ, પામે પદવિ વિદેહ. ૧

જીવન્મુક્તિપર્યંતનાં, સાધનતણું સ્વરૂપ;
વર્ણ્યું છે બહુ સ્વલ્પમાં, તોપણ કહ્યું અનુપ. ૨

જે જાણ્યા સમજ્યાવડે, જીવત્વથી છુટાય;
દ્વિતીય આ સુસમાગમે, જોતાં સર્વ જણાય. ૩

અધિકારીને સુખ દિયે, સાધકને અધિકાર;
મતિમંદને સુમતિ દિયે, ટાળી પ્રબલ વિકાર. ૪

શ્રોતા વક્તા ને વળી, પાઠક જે મતિમાન્;
હૃદય ધરે તાત્પર્યને, પામે તે સંમાન. ૫

અધિક કહ્યાથી અધિક શું, જાણે સર્વ પ્રબુદ્ધ;
જિજ્ઞાસુ જન સુખ લિયો, ધારી નિશ્ચય શુદ્ધ. ૬

વિશ્વપતિ શ્રીગુરુવિષે, વહે વૃત્તિ દિનરાત્ર;
એવી સર્વોત્તમ દશા, લહિ આ, ગ્રહે સુપાત્ર. ૭

## તૃતીય સમાગમ.



મહામંગલરૂપ **શ્રીમહેશ્વર**ના સ્મરણને તથા તેઓશ્રીપ્રતિ નમસ્કારને પ્રારમ્ભે આદર કરીને આ જીવના અન્તઃકરણમાં રહેલા અજ્ઞાનરૂપ તમસ્‌ની આત્યન્તિકી નિવૃત્તિ કરવામાં સમર્થ એવા **શ્રીપંચવરદવૃત્તાન્ત**ના આ **તૃતીય સમાગમ**ને લખીએ છીએ. જેનું નામ દુષ્ટ દોષોનું વિરોધી છે એવા નરેશ **શ્રીપં**ચવરદ મહાપુરુષે મુક્તત્વની સિદ્ધિઅનન્તર જીવન્મુક્તિસુખની અભિવ્યક્તિનિમિત્ત વિવિધ સ્થિતિને અનુભવતાં અનેક મહાપુરુષોનો સમાગમ કર્યો છે. તેમાંના તૃતીય મહાત્માના સમાગમને અત્ર વર્ણવીએ છીએ. જેવી રીતે પ્રથમ બે સમાગમ ઉત્તમ તાત્પર્યવડે હૃદયમાં સ્થાપવા યોગ્ય છે તેવી રીતે આ તૃતીય સમાગમ પણ તેના અપૂર્વ અર્થતાત્પર્યથી સર્વ પુણ્યવન્ત અધિકારી પુરુષોએ નિર્દોષ પ્રેમવડે સદા હૃદયમાં સ્થાપવા યોગ્ય છે. **આ કિલષ્ટ સંસારમાં મહાત્મા પુરુષનો સહવાસ, તથા તેમના મુખથી પ્રાપ્ત થતું તત્ત્વજ્ઞાનનું શ્રવણ સર્વજીવોને દુર્લભ છે**, તથાપિ આ **શ્રીપંચવરદ** મહાપુરુષે મહાત્મા પુરુષવરોના મુખથી શ્રવણ કરેલું જે તત્ત્વજ્ઞાન છે તે તત્ત્વજ્ઞાન આ **શ્રીપં**ચવરદવૃત્તાન્ત પ્રસિદ્ધ થવાથી સર્વને સુલભ છે. પુણ્યના સંચયવિના ક્ષુદ્ર વિષયભોગજન્ય આનન્દ પણ પ્રાપ્ત થતો મનાયો નથી, તો આ **અતિ દુર્લભ એવો સ્વરૂપાનન્દનો અનુભવ જીવને ઉગ્ર પુણ્યસંચયવિના કેમ જ પ્રાપ્ત થાય?** ન જ થાય. આ પ્રમાણે હોવાથી આ શ્રેયસ્કર વૃત્તાન્ત પ્રસિદ્ધ થયા છતાં પણ પુણ્યવન્ત મહાત્માઓને જ તેમની ઉજ્જવલ શ્રદ્ધાભક્તિવડે એ પ્રાપ્ત થવા સમ્ભવ છે.

**શ્રીપં**ચવરદની આજ્ઞાવડે મહાત્મા પુરુષોની શોધમાં વિચરતા તેમના વિવેકી રાજસેવકોએ વિનયવડે પ્રાપ્ત કરેલા મહાત્મા પુરુષને મન્દિરના સમાગમમંડપમાં પધરાવવાની **શ્રીપં**ચવરદની આજ્ઞા મેળવીને, યોગ્ય સમયે ઘટિત સર્વ વ્યવસ્થા કરીને પછી પધરાવ્યા. પોતાના સ્વજનોસહિત મંડપમાં બેઠેલા **શ્રીપં**ચવરદ મહાત્મા સંમુખ દ્વારપર્યન્ત જઈને વાહનમાંથી તેમને ઊતારીને સવિનય નમન કરીને નેત્ર તથા સુવચનવડે ઉજ્જવલ પ્રેમનું ભાન કરાવીને સંમાનપૂર્વક મંડપમાં પધરાવીને રચી રાખેલા આસને પ્રાર્થનાપૂર્વક બેસાડીને પછી

સંમુખ ઊભા રહીને નમ્ર ભાવથી હસ્ત જોડીને આ પ્રમાણે સ્તુતિપ્રાર્થના કરવા લાગ્યા :—

હે ભગવન્! આ સંસારમાં અમારા આયુષ્નો આજનો દિવસ આપના દુર્લભ દર્શનવડે ધન્ય માનીએ છીએ. જેમ સર્વાધિપતિ શ્રીમહેશ્વર પોતાના લીલાવિગ્રહવડે કાલે કાલે મન્દ વેગવાળી થઈ સામ્યાવસ્થાને પ્રાપ્ત થયેલી માયાસત્તાને કાર્યાકારપરિણામરૂપ જાગ્રદવસ્થાને પામેલી તથા સમયે સમયે કારણાકારપરિણામરૂપ સુષુપ્તાવસ્થાને પામેલી પ્રતીત કરાવે છે, તેમ શ્રીમહેશ્વરના અપ્રતિમ લીલાતનુરૂપ આપ આ પરમાર્થસમ્બન્ધી વેગ મન્દ પડવાથી સામ્યાવસ્થાને પામેલી અમારા અન્તરમાં સ્થપાયેલી સંસ્કારસમૂહરૂપ માયાસત્તાને બોધવચનવડે જાગ્રત્ કરો, અને બોધામૃતરસવડે તૃપ્ત કરીને પછી આપ્તકામ થયેલી તેને આપ સ્વરૂપાવસ્થાનરૂપ સુપ્તાવસ્થાને પ્રાપ્ત કરો, જેથી કૃતાર્થ થયેલા અમે આપ મહેશ્વરસ્વરૂપથી સદા અભેદ થઈ રહીએ. હે દેવાધિદેવ! આપ અમારા સરખા ભૌતિક તનુને ઉપરથી ધારણ કરીને અમારા સમાન પ્રતીત થાઓ છો; તથાપિ અત્યન્ત શુદ્ધ આન્તર તનુવડે આપ પુરુષવર છો, અને તેથી આપ સર્વોત્તમ અને સર્વના પૂજ્ય છો. હે પુરુષોત્તમ! આપ જ પોતાની શક્તિવડે આ વિશ્વને રચો છો, પાળો છો અને સંહારો છો, તેથી આપ જ વિશ્વ વ્યવસ્થાપક ઇશ્વરરૂપ છો. હે ત્રાતા! સર્વ જીવોના અન્તર્, બહિર્ અને મધ્ય એમ સર્વ દેશમાં વ્યાપીને આપ જ જીવોના ઉત્તમ પુરુષાર્થ સધાવીને આ દુઃખદ મોહસમુદ્રથી તારનારા છો. હે સર્વજ્ઞ ઈશ! આપ અમારા અન્તરના સર્વ વ્યવહારના સાક્ષી છો અને તેથી આપ અમારા અન્તરના અભિવ્યક્ત તેમ જ અનભિવ્યક્ત સર્વ સંસ્કારને જાણો છો. તોપણ અમે અમારા અલ્પજ્ઞપણાના પ્રભાવે આપમાં અમારા અલ્પજ્ઞપણાનો આરોપ કરીને અન્તરમાં રહેલી કામનાઓને પૂર્ણ થવાઅર્થે આપસમીપ પ્રકટ કરીએ છીએ. અમે અવિદ્યાને વશ વર્તતા જાણવા યોગ્ય કંઇ પણ જાણી શકતા નથી, અને તેથી જ અમે સદા ભ્રમમાં જ ભ્રમીએ છીએ. અમે અમારા તથા આ દૃશ્યપ્રપંચના કારણને કે એ કાર્યપ્રપંચના સ્વરૂપને જાણતા નથી. આ દિશાઓના અન્તને તથા તેમાં વર્તતા મહત્તત્ત્વના અવધિને કે તેના સાચા સ્વરૂપને જાણતા નથી તો પછી તે શાથી પ્રકટે છે એને તો અમે કેમ જ જાણી શકીએ ? આ અપારસરખા જણાતા સંસૃતિમંડપમાં શું પરિચ્છિન્ન

અને શું અપરિચ્છિન્ન છે તથા અનેક પ્રતીતિમાં આવતા પદાર્થોનું
સ્વરૂપ શું છે અને શા શા નિમિત્તથી કયા કયા પરિણામને તે પામે
છે એમાંનું કાંઇ પણ અમે યથાવત્ જાણતા હોતા નથી. આ આદિ
મધ્ય તથા અન્તવિનાના પ્રતીત થતા સંસારમાં પ્રકટ થએલા અમે
મનુષ્યો તેમણે શું કરવું છે, શું જાણવું છે અને શું મેળવવું છે
એ અમે જાણતા નથી. સ્વલ્પમાં કહીએ તો અમે હિતઅહિતના
યથાર્થ જ્ઞાનરહિત હોવાથી અને મોહ તથા આશાઆદિ બન્ધનના
હેતુઓને પ્રાપ્ત હોવાથી પશુરૂપ છીએ. હે સર્વોત્તમ દાતા! આપના
પ્રતિ હસ્ત જોડીને દીનપણે એ જ યાચીએ છીએ કે અમારે જાણવા-
યોગ્ય પામવાયોગ્ય તથા કરવાયોગ્ય જે કાંઇ હોય તે આપ
કૃપા કરીને અમને શ્રવણ કરાવો, અને હે સર્વશક્તિના ઈશ! અમારા
ઉપર અન્તમાં એવો અનુગ્રહ કરો કે જેથી ન જણાયેલા કાલથી
પ્રાપ્ત થયેલું આ અમારું અજ્ઞાન તથા દીનત્વ ટળે, અને નિરન્તર
સુખાનુભવ કરતા કૃતકૃત્ય થઈ રહીએ.

હે ભગવન્! જીવના સ્વરૂપને યોગ્ય પ્રકારે ન જાણી શકનારા
અમે પોતાને જીવ માનીએ છીએ. જીવ કોઇ મૂલ પદાર્થરૂપ છે કે
સિદ્ધતત્ત્વરૂપ છે કે સંયોગી પદાર્થરૂપ છે કે કોઇ પદાર્થના વા પદાર્થ-
સંયોગના ધર્મરૂપ છે તે પણ અમે યથાવત્ જાણતા નથી. શાસ્ત્ર
તથા સત્પુરુષદ્વારા શ્રવણ કરીએ છીએ કે જીવ અમર છે, પણ અમે
વસ્તુતઃ જીવ નિત્ય છે કે અનિત્ય છે તે જાણતા નથી. અલ્પજ્ઞપણું
અને પરતંત્રપણું એ જીવનું લક્ષણ મનાયું છે. જો જીવ સદા જીવનો
જીવ જ રહેતો હોય તો પછી ને જીવને પ્રાપ્તવ્ય શ્રેષ્ઠ કંઇ પણ રહેતું
નથી, અને તેથી પુરુષાર્થ કંઇ પણ હોય એમ સમ્ભવતું નથી. જો
એ જીવને કોઇ પણ ઊંચી સ્થિતિગતિ પ્રાપ્ત થતી હોય તો તે જીવનું
અલ્પજ્ઞત્વાદિ ધર્મવાળું સ્વરૂપ રહેવું ન જોઇએ, અને તેમ થતું હોય
તો તેની જીવ સંજ્ઞા બદલાવી જોઇએ. આઆદિ સંશયોથી નિવૃત્ત
કરવાને આપ કૃપા કરી જીવનું સ્વરૂપ, તેને કરવાયોગ્ય પુરુષાર્થ, તે
પુરુષાર્થથી થતી જીવના સ્વરૂપની વિલક્ષણતા તથા જીવના કર્તવ્યના
અવધિસાથે તેની પ્રાપ્ત થતી અન્તિમ સ્થિતિઆદિના સ્વરૂપને કથન
કરો, અને અનુગ્રહવડે અમને સન્દેહરહિત કરો.

વળી અમે શાસ્ત્ર તથા સત્પુરુષદ્વારા જાણ્યું છે કે આ સંસાર-
પ્રપંચને નિયમમાં ગોઠવી ચલાવનાર એક સર્વજ્ઞ તથા સ્વતંત્ર ઈશ્વર
છે. પણ અમે જીવદશામાં તે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતા નથી.

તેથી અમે યથાવત્ જાણુતા નથી કે તે ઈશ્વરનું સ્વરૂપ કેવું છે, તેમની સ્થિતિ કયાં છે, તેમનું સર્વજ્ઞપણું તથા સ્વાતંત્ર્ય કેવા પ્રકારનું છે, તેમનું કર્તવ્ય કંઇ છે વા નથી, ઈશ્વરનો અને જીવનો શો સમ્બન્ધ છે, જીવના હિતમાં ઇશ્વર કયારે, કેવે નિયમે અને કેટલું કરી શકે છે, જીવઈશ્વરના સાક્ષાત્કારાર્થે મનુષ્યે શું કરવું, કેવી સ્થિતિએ કે યોગ્યતાએ આવેલો જીવ ઈશ્વરના અનુગ્રહને કે સાક્ષાત્કારને પ્રાપ્ત કરી શકે, આ સૂર્યમંડલ તથા ભૂમંડલઆદિ સ્થિતિનાં સ્થાન કે આધારરૂપ મહાન્ પદાર્થો પોતપોતાનાં સ્વતંત્ર કારણોથી પ્રકટે છે કે તેને તે સ્વતંત્ર ઈશ્વર જ ઉપજાવે છે, અને ઉપજેલા પ્રતીતિમાં આવતા આ દશ્યપદાર્થો ઉત્તરોત્તર કેવી વિલક્ષણુતાને પામે છે, અને વિલક્ષણુતાને પ્રાપ્ત થવામાં તેમનું કોઇ ભિન્ન કારણુ છે કે સ્વતંત્ર ઈશ્વર જ તે સર્વ વ્યવહારના કર્તા છે—આઆદિ ઈશ્વરસ્વરૂપવિષયક અનેક સંશયો જે જીવોનાં અન્તરમાં સ્ફુરવાનો સમ્ભવ હોય છે, તેને સર્વને આપ યોગ્ય પ્રકારે ઘટિત ભાસે તેમ કૃપા કરી પ્રતિપાદન કરો કે જેથી અમે જ્ઞાતવ્ય જાણીને ગતસન્દેહ થઈ રહીએ.

આપ કે જે શાન્તિતૃપ્તિઆદિ સર્વ દિવ્ય ગુણોના અધિષ્ઠાનરૂપ છો તે આપને અમે ઘટિત માનથી અને યોગ્ય શબ્દોથી વિનવી શકીએ એમ નથી, તથા અમારા અન્તરમાં રહેલા સંશયના સમૂહને જોઈએ તેવા રૂપમાં પ્રકટ કરી વાણીવડે યથાવત્ આપને નિવેદન કરી શકીએ એમ નથી. તોપણ દયાના સમુદ્રરૂપ આપ અમારી જિજ્ઞાસાને અનુકૂલ સર્વ સમાધાન સ્પષ્ટ કરી કથન કરો, અને અમારાં અન્તરમાં નિરન્તર દુઃખ આપતા રહેલા સંશયરૂપ શૂલને નિવારણુ કરો. જીવ, ઈશ અને દશ્યપ્રપંચરૂપ જગત્થી ઇતર કોઇ અવશ્ય જાણુવા તથા સમજવા યોગ્ય વસ્તુનું સ્વરૂપ શેષ રહેતું હોય તો કૃપા કરી તે પરમ જ્ઞાતવ્ય વસ્તુપ્રતિ પણુ અમારું લક્ષ દોરવશો.

હે નરોત્તમ! કેવા પ્રકારની શુશ્રૂષાથી આપ પ્રસન્નવદનને પ્રસન્ન કરવા તે ન જાણુનાર અમે આપના પ્રતિ થતા અમારા સર્વ દોષોની પ્રથમથી ક્ષમા યાચીએ છીએ. શું શું પ્રથમ જાણુવું ઉચિત છે તથા જિજ્ઞાસાથી પ્રશ્ન કેવા ક્રમથી કે નિયમથી પૂછવા તેને ન જાણુનાર અમે અયોગ્ય પ્રકારે આગળ પાછળ પ્રશ્ન કરીએ તોપણ સર્વજ્ઞ આપ કૃપાવડે અમારા શંકારૂપ પ્રશ્નોને નિયમમાં ગોઠવીને ઘટે તે પ્રકારે સમાધાન આપશો.

હે ઈશ ! જો આપને યોગ્ય ભાસે તો આપના વૃત્તાન્ત સાથે જોડીને અમારી સર્વ શંકાઓનું નિવારણ કરશો.

આ પ્રકારનાં વચનો વદીને મહાત્મા પંચવરદ તથા મહાત્માને અભ્યુત્થાનવડે સંમાન આપનાર આ ક્ષણપર્યન્ત ઊભેલા સર્વ સ્વજનો મહાત્માને નમન કરી કરીને આજ્ઞા પ્રાપ્ત કરી પોતપોતાના આસને બેઠા.

આ પ્રકારનાં શ્રીપંચવરદનાં વચનો શ્રવણ કરીને મન્દ મન્દ હસવાવડે ચિત્તની પ્રસન્નતાને પ્રતીત કરાવતા, શ્રોતાના મનને હરણ કરનારી તથા શ્રોત્રેન્દ્રિયને પવિત્ર કરનારી તથા શ્રદ્ધાભક્તિવડે શ્રવણ કરનારના અન્તરમાં આનન્દને અભિવ્યક્ત કરનારી એવી નિર્દોષ વાણી તે મહાત્મા આ પ્રકારના અર્થને વહન કરતી વદવા લાગ્યા.

મહાત્મા વદે છે :—હે મુક્ત મહાપુરુષ ! તમારી વાયુતત્ત્વની પેઠે દિશાઓમાં પ્રસરેલી સુકીર્તિની યથાર્થતા આજે તમારો સાક્ષાત્કાર થવાથી નિર્ણય કરી જાણી છે. તમારી મુખાકૃતિથી, તમારાં નેત્રના સ્વરૂપથી અને તમારી વાણીથી તથા વર્તનથી તમારું અન્તર અવિદ્યાદોષકૃત બન્ધથી મુક્ત થયું છે, એ જાણીને પ્રસન્નતા ભાસે છે. પ્રજાપતિના, પૃથ્વીપતિના અને કુલપતિના ધર્મને રૂડે પ્રકારે જાણીને તે ધર્માનુકૂલ વર્તન કરતા છતાં તમે સર્વ વિકારોથી રહિત થયેલા રહો છો એ તમારા મોટા પરાક્રમને જાણવાથી સત્પુરુષના હૃદયમાં પણ આનન્દાવિર્ભાવ થાય એમાં આશ્ચર્ય નથી. તમારાં દર્શન તથા તમારો સહવાસ પુણ્યવન્ત પ્રાણીઓને પ્રાપ્ત થાય એ નિઃસંદેહ વાર્તા છે. જેના અન્તરથી માલિન્ય નિવૃત્ત થયું છે, જેનું અન્તર સ્વપરભાવવડે પ્રકટતા રાગદ્વેષાદિ ક્લેશજન્ય તાપથી તપ્ત નથી, જેનું અચંચલ ચિત્ત વસ્તુમાં સ્થિર થયું છે, જેની બુદ્ધિ અમર્યાદ, અવિક્રિય પરમાત્મતત્ત્વમાં અભેદભાવથી શમી રહી છે, અને આવરણભંગથી જેનો અન્તર્બહિર્ સર્વત્ર વર્તતો સ્વરૂપાનન્દ એકરસ થયો ભાસે છે, અને જેને કંઇ પણ કરવું પામવું શેષ રહ્યું ન હોવાથી અનુપમ પરમ સુખથી નિત્યતૃપ્તિ અનુભવમાં પ્રકટી છે એવા મહાપુરુષનાં દર્શન તથા સમાગમ બહુ પુણ્ય સંચયવાળાને જ હોય છે, એવું સચ્છાસ્ત્રનું તથા સત્પુરુષોનું સુદૃઢ મત છે. હે પંચવરદ મહાપુરુષ ! દિશાઓપર્યન્ત પૂર્ણ આકાશની પેઠે જે સ્વરૂપથી પૂર્ણ છે, સામ્યવસ્થાવાળી પ્રકૃતિની પેઠે જેમની અન્તર્બહિર્‌ની સર્વ ક્રિયાઓ શૂન્યભાવને પામી છે અને જેમને પુનઃ કદાચિત્ પણ શરીરીપણાના ભાસથી જાગ્રત્ થવાનો સમ્ભવ

નથી એવા વિદેહમહાત્મા તે દર્શન કરવામાત્ર હોય તો હોય છે, તેમના દ્વારા મુમુક્ષુતા કે મુક્તત્વને શરીરીઓ પ્રાપ્ત કરી શકતા નથી. પણ જેમ દ્વારમધ્યે ઊભો રહેલો પુરુષ ગૃહમાં અને બહિર્ દૃષ્ટિ નાંખતો ઉભય-સ્થલની વાર્તાને જાણે છે, તથા જેમ જાનુ, કટિ, ઉર કે કંઠપર્યન્ત જલમાં ઊભેલો પુરુષ જલના તથા તટના અનુભવવાળો હોઈ ઉભય-સમ્બન્ધી વાર્તા કરે છે, જેમ ભૂલોકમાં સ્થિત યોગી દૂરદર્શનરૂપ તથા આકાશગમનાદિરૂપ પોતાના યોગબલથી પ્રાપ્ત સામર્થ્યવડે આ લોકની તથા અન્ય સર્વ લોકની વાર્તાને જાણે છે, તેમ જીવન્મુક્તની પ્રથમ તથા બીજી, અને ભૂમિકાના ક્રમથી પાંચમી અને છઠ્ઠી ભૂમિકામાં રહેલો જીવન્મુક્ત મહાત્મા પુરુષ, પ્રકૃતિના જયને કરીને પ્રકૃતિના પારને પામેલો તથા સ્વરૂપના સાક્ષાત્કારવાળો આ માયા તથા અવિદ્યાનાસ્વરૂપને તથા પરમાત્મસ્વરૂપને યથાવત્ અનુભવતો હોવાથી તે ઉભયસમ્બન્ધી વાર્તાને જાણે છે. આ પ્રકારે ઉભયનાં સ્વરૂપને જાણનાર છતાં પાંચમી ભૂમિકામાં સ્થિત મહાપુરુષ પ્રસંગવશાત્ પોતાની મેળે પણ અને અન્યવડે પ્રેરણા કરવાથી પણ જીવના હિતમાં પ્રવૃત્ત હોય છે, અને છઠ્ઠી ભૂમિકામાં સ્થિત મહાપુરુષ તો અન્તઃકરણની અધિકતર વિલીનાવસ્થાવાળો હોવાથી માત્ર પરતઃ ઉત્થાનવાળો હોય છે; તેથી તે પોતાની મેળે જીવના કોઈ હિતને અર્થે જાગ્રત્ હોતો નથી, માત્ર અન્યના પ્રેરવાથી જ પાંચમીમાં સ્વતઃ પરતઃ ઉત્થાન અને છઠ્ઠીમાં કેવલ પરતઃ ઉત્થાન હોય છે, અર્થાત્ અધિક અને અધિકતર લીનાવસ્થા એ જ એ બે ભૂમિકાની વિલક્ષણતામાં હેતુ છે. અવિદ્યાસંસ્કારયુક્ત અન્તઃકરણનું અભિમાનીસહ અસ્તિત્વ એ જ દુઃખ વા ક્લેશરૂપ બન્ધનું કારણ હોય છે; અને અવિદ્યાસંસ્કારવિરહિત માયાબલમાત્રથી વિદ્યમાન અભિમાની ઈશત્વને અનુભવતો મુક્તાવસ્થા સેવે છે અને પછી અવિદ્યા તથા માયાબલનો દ્રષ્ટા હોઈ તે દ્રષ્ટાપણાથી પણ રહિત શુદ્ધ સ્વરૂપાવસ્થાનને પ્રાપ્ત હોય છે ત્યારે અભિમાની શરીરી કે દ્રષ્ટાઆદિ સંજ્ઞા નિવૃત્ત થયે બન્ધમોક્ષવ્યવહાર વિરમે છે, તથાપિ બન્ધમોક્ષની અપેક્ષાથી તેને નિત્યમુક્ત કહે છે.

હે સાધુ મહાત્મન્! આ પ્રમાણે હોવાથી અન્તિમ, સ્વતઃપરતઃ ઉત્થાનરહિત સપ્તમ ભૂમિકાને સ્પર્શ કરીને જે, તીરે અથડાઈ પાછા વળેલા સમુદ્રના તરંગની પેઠે, સ્વરૂપાનુભવ કરી અવિદ્યા તથા માયા-લેશથી પાંચમી તથા છઠ્ઠી ભૂમિકામાં સ્થિત અન્તઃકરણજન્ય વૃત્તિથી વ્યવહાર કરતા ભાસે છે, તે મહાત્મા પુરુષ જ પોતે તૃપ્ત હોઈ અન્ય

આભાસમાત્ર પ્રતીત થતા શરીરી કે અભિમાનીઓને સંતૃપ્ત કરવા-રૂપ પરોપકારમાં પ્રવર્તે છે. અન્તિમ ભૂમિકામાં આરૂઢ થયેથી તે જ પુરુષો અવિદ્યા તથા માયાલેશથી વિમુક્ત થયા અર્થાત્ અવિદ્યા તથા માયાનો સ્વસ્વરૂપથી પૃથક્ અભાવ અનુભવતા આનન્દમગ્ન તે નિમિત્તા-ભાવથી પ્રવૃત્તિના અભાવવાળા હોય છે. જેથી કલ્યાણની ઇચ્છાવાળાએ સત્સંગરૂપે સેવવા યોગ્ય પાંચમી છઠ્ઠી ભૂમિકાવાળા પુરુષો જ છે, એ નિર્વિવાદ સત્ય છે. એવા મહાત્મા પુરુષો સર્વત્ર દુર્લભ છે, તથાપિ પ્રબલ પુણ્યાંશવડે જેમને ઈશ્વરપ્રસાદ પ્રાપ્ત છે તેમને આ વિશ્વમાં કંઈ પણ દુર્લભ નથી.

હે આત્મયાજિન્! આ નામરૂપાત્મક જગત્માં પ્રકટીને આપે કરવાયોગ્ય કર્યું છે તથાપિ શુદ્ધ સ્વધર્મના વિચારથી તથા સ્વજનોના હિતને અર્થે મહાત્મા પુરુષોનો આપ સંગ ઇચ્છો છો એ અતિ ઉત્તમ નીતિ છે. વિચારપ્રધાનમાર્ગે સ્વરૂપાનુસન્ધાન કરનાર પુરુષોને નિરન્તર તત્ત્વચિન્તન કે તત્ત્વવિચારનું શ્રવણ સાધનરૂપ ગણાય છે. દશ્યપદાર્થનો અન્તર્બહિર્ જેમને સંસર્ગ હોય તેમણે વૃત્તિને સદાકાલ અર્થાત્ પ્રતિદિવસ આવશ્યક દેહવ્યવહારથી અતિરિક્ત સર્વ સમયમાં, વસ્તુ-વિચારાદિ ઉપાયને સેવવા ઉચિત ગણ્યા છે. કારણ વિષયસંસર્ગથી વિષયસમ્બન્ધી સંસ્કાર અન્તઃકરણમાં પડે છે, અને તે પડેલા કે પડતા સંસ્કારો અન્તરમાં રહેલા સંસ્કારોને જાગ્રત્ કરે છે અને ઉત્તરોઉત્તર વિષયવાસનાને વધારે છે. તેથી **જેમને અન્તર્બહિર્ વિષયસંસર્ગ હોય તેમણે વસ્તુવિચાર તથા વિવેકવિચાર કર-વામાં પ્રમાદ સેવવો યોગ્ય નથી.** આ જનમંડલમાં એવાં ઘણાં-મનુષ્યો જોવામાં આવ્યાં છે કે જેમનો એકવાર આત્મશ્રેયાર્થ પરમાર્થ-વિચારમાં રૂડે પ્રકારે પ્રવેશ થયો હોય તોપણ પછી વ્યાપારબાહુલ્ય તથા અન્તર્બહિર્ વિષયસંસર્ગ અધિક થવાથી પ્રથમ તે વિચારમાં પ્રમાદ અને પછી તે વિચારોનું વિસ્મરણ અને અન્તમાં તે પરમાર્થ સમ્બન્ધી વિચારક્રિયામાં ઇષ્ટબુદ્ધિનો અભાવ થાય છે, અને તેથી તે પ્રાપ્ત જન્મમાં પરમાર્થથી ભ્રષ્ટ થાય છે. માટે કૃતનિશ્ચયાનુસાર સ્થિતિ પ્રાપ્ત થવાપર્યન્ત મનુષ્યોએ અવશ્ય કરવાયોગ્ય કાર્યમાં કદાચિત્ પણ પ્રમાદ રાખવો નહિ, પણ ઉત્તરોત્તર વિવેકપૂર્વક અધિક યત્ન કરતા રહેવું.

મને અનુભવ છે કે આ લોકમાં ઘણા વેદશાસ્ત્રનું અધ્યયન કરનારા અને વિદ્વાન્માં ગણાતા પુરુષો પણ પરમાર્થમાં અશ્રદ્ધાવાળા

હોય છે, શાસ્ત્રે વિધાન કરેલી વાર્તાના સત્યત્વમાં પણ સંશયવાળા હોય છે અને તેથી કર્તવ્યપ્રાપ્તવ્યસમ્બન્ધી યથાર્થ નિશ્ચય કરવામાં તેઓ અજ્ઞાની મનુષ્યસમ હોય છે. તે આપ્તવાક્યમાં અશ્રદ્ધાવાળા મિથ્યાવિદ્વાન્માં ગણાતા પુરુષો તે વેદશાસ્ત્રને માત્ર આજીવિકાના સાધનરૂપ ગણીને ભણે છે અને સભામાં પક્ષ બાંધી વઢવામાં કે અન્યને પ્રબોધી વા ક્રિયા કરાવી ધનાદિ પ્રાપ્ત કરવામાં જ તેનો ઉપયોગ કરે છે. આ પ્રકારે કેવળ આજીવિકા કે વિવાદાર્થ ભણેલી તે વિદ્યા તેમને ખરું સુખ આપનારી હોતી નથી. મારા માનવાસમજવાપ્રમાણે વેદશાસ્ત્રના નિર્દોષ સિદ્ધાન્તો તો કેવલ તદનુકૂલ આચરણ કરનારના કલ્યાણાર્થ જ છે, માત્ર આજીવિકા ચલાવવાને કે અન્યને પ્રબોધવાને અર્થે નથી. માટે હે સજ્જનો! વેદશાસ્ત્રના સર્વોત્તમ શ્રેયસ્કર સિદ્ધાન્તને સત્પુરુષદ્વારા જાણીને તદનુકૂલ વર્તીને ઉત્તમોત્તમ ફલ મેળવવું એજ જન્મ ધર્યાનું સાર્થક્ય છે એમ જાણવું.

આ પ્રતીત થતા અસંખ્ય પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણીઓ શ્રેષ્ઠ ગણાય છે, તથાપિ કેટલાંક અધમ મનુષ્યોપ્રતિ જો વિવેકદૃષ્ટિથી આપણે જોઈએ તો તેઓ ઊંચી જાતિના પશુપક્ષીથી પણ નેષ્ટ ગણવાયોગ્ય ઠરે છે. તેમની મતિ તથા તેમનાં આચરણ મનુષ્યને શોભે એવાં હોતાં નથી. આમ મનુષ્યના સમાન આકારવાળાં શરીર છતાં સર્વમાં મનુષ્યત્વ ન હોવાથી મનુષ્યસમ શરીર છતાં તેમની પશુઓમાં ગણના કરાય છે. આ કારણથી જેમને મનુષ્યશરીર પ્રાપ્ત હોય એવા સર્વ શરીરીએ **પ્રથમ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાને નિરન્તર દૃઢ ઉદ્યોગ કરવો જોઇએ.** જ્યારે મનુષ્યત્વ આવે છે ત્યારે તેમને સત્પુરુષ અને સચ્છાસ્ત્રોદ્વારા ઊંચો અધિકાર પ્રાપ્ત કરવાની અભિલાષા પ્રકટ થાય છે. સચ્છાસ્ત્ર તથા સત્પુરુષોદ્વારા જ્યારે શુભેચ્છા પ્રકટે છે ત્યારે તેમને ઉત્તરોત્તર વિવેકવિરાગનો તથા વિવકવિરાગદ્વારા પ્રાપ્ત થતી શમદમાદિ છ સમ્પત્તિનો અધિકાર થાય છે, અને અન્તઃકરણની શુદ્ધિથી મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે. તે થયે શ્રવણમનનાદિનો અધિકાર આવે છે, તે પછી નિદિધ્યાસનની અન્તિમ અવસ્થાએ તત્ત્વજ્ઞાન થાય છે, તે પછી ચિત્તની સ્થિરતાવડે ક્રમે કરી મુક્તત્વનો તથા જીવન્મુક્તત્વનો તેઓ અનુભવ કરે છે; અને ત્યારેજ આ સંસારમાં જન્મ ધરેલો મનુષ્ય કૃતકૃત્ય ગણાય છે. આઆદિ વિવિધ પ્રકારના સાધનક્રમ વર્ણ્યા હોય છે, પણ અન્તિમ ફલમાં ભાગ્યે જ વિવાદ હોય છે. અધિકારભેદથી સાધનભેદ હોવા સમ્ભવ છે, પણ

અન્તિમ ફલમાં ભેદ હોવાનો સમ્ભવ નથી. કોઇકોઇ સ્થલે ગન્તવ્ય-સ્થાન તથા ગન્તવ્યમાર્ગ વા પ્રાપ્તવ્ય વસ્તુવિષયક ભેદ અજ્ઞાનાંશથી સ્થપાયો હોય છે, અને તેથી ઘણાં યોગ્ય શાસ્ત્રીય દૃષ્ટિવિનાનાં મતિહીન મનુષ્યો ભ્રમમાં પડે છે. પરન્તુ જ્યારે તે અલ્પજ્ઞ જીવોને અધિકારથી સત્પુરુષ કે સચ્છાસ્ત્રદ્વારા વિવેકદષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે તત્ક્ષણ તેમનો ભ્રમ છૂટીને તેઓ યથાર્થ નિશ્ચય ઉપર આવે છે; અને કેટલાક દુરાગ્રહી અજ્ઞાન મનુષ્યો પોતાના નિશ્ચયને યથાર્થ જાણ્યા છતાં પણ ત્યજતાં નથી. તેમાં તે શરીરીના અન્તઃકરણમાં રહેલા પાપરૂપ મલ જ કારણરૂપ છે. જ્યારે કોઇ ઉપાયથી વા નિમિત્તથી તે તે પ્રાણીના પાપરૂપ મલ ટળી જાય છે ત્યારે તેવા પાપીના પણ દુરાગ્રહ છૂટી જાય છે. માટે કોઇએ કોઇના દૃષ્ટાન્તથી નિશ્ચય કરવો નહિ, પણ પોતે અનુક્રમે સમજીને નિશ્ચય કરવો, અને તેમાં પ્રયત્નથી દૃઢ થવું. અનેક અલ્પજ્ઞ જીવો કોઇ બે ચાર જાતિના સૂક્ષ્મ ભેદવાળા નિશ્ચયો જાણીને તેમાં યથાક્રમે ચઢતો અને સર્વોત્તમ નિર્દોષ નિર્ણય કર્યો છે તે સમજી શકતા નથી અને તેથી ઓછી સમજણથી પ્રસંગે ઉત્તમ નિશ્ચયને નિકૃષ્ટ અને નિકૃષ્ટને ઉત્તમરૂપે માની લે છે; અને અધમ નિશ્ચયને સેવીને ઉત્તમનો તિરસ્કાર કે નિન્દા પણ કરે છે. તથાપિ એ સ્વભાવ અનર્થ આપનાર હોવાથી દુષ્ટ છે. તેથી કોઇ પણ નિશ્ચયને મનથી યોગ્ય પ્રકારે સમજ્યાવિના તેના ખરાખોટા કે ઊંચા નીચાપણાનો નિશ્ચય કલ્યાણની ઇચ્છાવાળાએ બાંધવો નહિ, પરન્તુ તે તે નિશ્ચયને ઉત્તમ પ્રમાણોથી ખરા કરી જાણી લેવાનો યત્ન કરવો ઘટે છે. આથી એવો નિયમ નીકળે છે કે મનુષ્યે નિશ્ચય કરવાપૂર્વે બહુ પ્રકારથી વિચાર કરવો. એક એક નિશ્ચયને ત્યજી બીજા બીજા નિશ્ચયને ધરવાના સમયે યોગ્ય પ્રમાણોથી સબલ દુર્બલ જાણીને પછી ગ્રહવાત્યજવાની ટેવ રાખવી, પણ **દુરાગ્રહથી અયોગ્ય નિશ્ચયને ન ત્યજવો તથા ઉત્તમ યોગ્ય નિશ્ચયને ન ગ્રહણ કરવો એવો દુષ્ટ સ્વભાવ રાખવો નહિ.**

જે જે શંકાઓને પ્રશ્નરૂપે મારા સમીપ પ્રકટ કરી છે તે સર્વ શરીરીએ અવશ્ય જાણવાયોગ્ય વાર્તાવિષયક છે, તથાપિ ઊંચા નીચા અધિકારથી કોઇને કોઇ શંકાનું સમાધાન પ્રથમ અવશ્યનું છે અને કોઇને કોઇ શંકાનું સમાધાન પશ્ચાત્ ઉપયોગનું છે. કેટલીએક શંકાનું સમાધાન, ગ્રહણ કરવાની યોગ્યતાવિના સમજી શકાય એમ નથી. આઆદિ વિચારથી પ્રકટ કરેલી શંકાઓને શ્રોતાઓના અધિકારથી

મને યોગ્ય ભાસે તેવા ક્રમમાં રાખીને સમાધાન આપીશ, માટે સર્વ શ્રેયઅર્થે શ્રવણની ઇચ્છાવાળાએ સાવધાનતાથી શ્રવણ કરવું અને પ્રકટ કરાયેલી શંકામાંથી કોઇ શંકાનું સમાધાન આપવું કે સમજાવવું રહી જાય તો તે, તેમ જ કોઇ નવીન પ્રશ્ન શંકારૂપે પ્રકટ થતો હોય તો તે, મારા મૌનને જોઈજાણીને પછી ઘટે તેમ પ્રકટ કરજો. જો થઈ શકે એમ હોય તો શ્રોતાને પ્રસ્તુત વિષયમાં સન્દેહરહિત કરવા એ જ વક્તાનો પ્રધાન ધર્મ છે.

**આ જનસમુદાયમાં ખરું જોતાં અયોગ્ય વક્તાઓ, અયોગ્ય લેખકો, અને અયોગ્ય નિશ્ચયોમાં યોગ્ય બુદ્ધિ સ્થાપી તદનુકૂલ વર્તનાર અજ્ઞાન મનુષ્યો જ અયોગ્ય પ્રવૃત્તિના તથા અયોગ્ય જ્ઞાનના પ્રવર્તક છે.** અયોગ્ય વા અયથાર્થ જ્ઞાન આ જીવને અર્થાત્ શરીરીને બહુ અનર્થ આપનાર હોય છે તેથી શરીરિમાત્રે અર્થાત્ મનુષ્યમાત્રે પોતાના તથા પરના વાસ્તવ કલ્યાણાર્થે અયોગ્ય લેખકોના લેખ, ઓળખીને તે ત્યજવા જોઈએ, અને અન્ય કોઇ શુભની ઇચ્છાવાળાં મનુષ્યો પણ તે લેખોને અયોગ્ય જાણી ત્યજે એવા પ્રયોગો સાધવા જોઇએ. જેમ લેખથી સાવધાન રહેવાનું છે તેમ જ તેવા અયોગ્ય વક્તાને ઓળખીને તેમનાં વચનો શ્રવણ કરવામાં પણ બહુ સાવધાનતા રાખવી અવશ્યની છે. અયોગ્ય નિશ્ચયોના વક્તાનાં વચનોથી પણ જો તે વક્તા, વક્તાનાં સામાન્ય લક્ષણોથી યુક્ત હોય છે તો તેના વક્તૃત્વથી ઘણા સામાન્ય મનુષ્યો મોહ પામે છે, અને તેનાં વચનોમાં વિશ્વાસ બાંધી તેમના આપેલા નિશ્ચયો પ્રમાણે વર્તે છે, અને દુઃખી થાય છે. તેથી પ્રથમ શ્રવણ કરવામાં તથા પાછળથી તે નિશ્ચયોને ગ્રહણધારણ કરવાયોગ્ય ગણવામાં મનુષ્યોએ બહુ વિચાર કર્તવ્ય છે. અનિષ્ટ કોઇને પણ પ્રિય નથી, તોપણ પ્રમાદથી કે અસાવધ અયોગ્ય લેખક વક્તાઆદિમાં અસાવધાનતાથી પ્રકટતા વિશ્વાસથી મનુષ્યો પોતે પોતાનું અનિષ્ટ સાધી લે છે. તેથી મનુષ્યોએ નિરંતર અયોગ્ય લેખકના લેખોથી તથા અયોગ્ય વક્તાનાં વચનોથી મોહિત થવું નહિ, પણ યોગ્ય પ્રકારે પોતાના હિતનો યોગ્ય લેખકોના લેખથી તથા યોગ્ય પરોપકારી કુશલ વક્તાઓનાં વચનથી નિશ્ચય કરવો, અને તે પ્રકારે વર્તીને સુખી થવું. ઘણા મનુષ્યો બીજાના વર્તનને જોઇને વા જાણીને તે પ્રમાણે વર્તે છે, પરંતુ એ નિયમ સર્વાંશે નિર્દોષ નથી. શ્રેષ્ઠ સજ્જનોના સંબંધીસંસર્ગીઓ

તો શ્રેષ્ઠ સજ્જનોના આચારને જોઈ જાણી સેવે છે; અને તે યોગ્ય છે. એવો નિયમ પણ બંધાયો છે કે **यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो-जनः**—મોટા પુરુષો જે જે આચરે છે તેને જ ઇતર જનો પણ આચરે છે, પણ સર્વને શ્રેષ્ઠ પુરુષોનો સંબંધ કે સંસર્ગ હોવો દુર્લભ છે; તેમ જ સ્વસ્વભાવાનુસાર તથા વિવિધ નિમિત્તોથી ઘણા મનુષ્યોને દુષ્ટ દુર્જનોનો સંબંધ તથા સંસર્ગ હોય છે, તેથી તે મનુષ્યોને તે દુષ્ટ દુર્જનોના લેખ, વચન અને આચાર જ જોવા, તેમ જ સાંભળવા અનુકરણ કરવા મળે છે, અને તેથી તે રંકસરખા મનુષ્યો તે અયોગ્ય મનુષ્યોદ્વારા અયોગ્ય નિશ્ચયોને જાણે છે, તેને ગ્રહણ-ધારણ કરે છે, અને તે પ્રમાણે વર્તે છે, અને એ અયોગ્ય વર્તનથી આ સંસારમાં અનિષ્ટ મેળવી દુઃખી થઈને નીચી ગતિએ ઉત્તરોત્તર દુઃખ આપનાર પ્રવાહમાં વહેતા જાય છે. આ પ્રકારે યોગ્યઅયોગ્ય મનુષ્યોના સંબંધ-સંસર્ગથી મનુષ્યોને ઇષ્ટાનિષ્ટપ્રાપ્તિનો સંભવ છે. તેથી જ આપણા પૂર્વમહાપુરુષો અને વર્તમાન મહાપુરુષો નિરન્તર સત્સંગતિની અને સચ્છાસ્ત્રની સ્તુતિ કરતાં તેમના સંત્સંગને સેવવા કહી ગયા છે, અને કહે છે; અને એ જ પ્રમાણે દયાલુ મહાપુરુષો મનુષ્યોને અનિ-ષ્ટથી રક્ષવાઅર્થે દુષ્ટ દુર્જનોના સંબંધસંસર્ગથી નિવૃત્ત રહેવાને કહી ગયા છે અને કહે છે.

અબુદ્ધ અને સામાન્ય મતિના મનુષ્યોને સજ્જનદુર્જનની પરી-ક્ષા કરવાનું સામર્થ્ય પ્રાપ્ત હોતું નથી, એ જાણીને તેમના પ્રતિ-ઉપકાર કરતા મહાપુરુષોએ સ્થલે સ્થલે લક્ષણ સ્પષ્ટ કરીને તે યોગ્ય-અયોગ્ય પુરુષને ઓળખાવવા પ્રયત્ન કર્યો છે, અને તે ગુરુજનોના સુપ્રયોગથી તે અબુદ્ધ તથા સામાન્ય મતિના મનુષ્યોને પણ બહુ લાભ થયો છે અને થાય છે તથા ઉત્તરોત્તર કાલે થતી તેવી તેવી પ્રજાને તે લાભ થશે. જે પ્રબુદ્ધ જનો છે તેમને તો તે અયોગ્ય જનોની સંગતિથી હાનિનો પ્રસંગ હોતો નથી; તેથી યોગ્ય વય થતા પર્યંતમાં પોતાની મતિનો અધિકાર વધારતાં મનુષ્યોએ દુષ્ટ સંગતિથી નિવૃત્ત રહીને સત્સંગતિ સેવતાં પ્રબુદ્ધ થવું અવશ્યનું ગણાય છે. આઆદિ વિચારોના જ્ઞાતા આપ મહાત્માએ સદા પ્રબોધનને અપ્રાપ્ત એવા પોતાના સંબંધીસંસર્ગીઓને પ્રબુદ્ધ કરવાઅર્થે આ પ્રકારે મહા-પુરુષોનો સંગ સેવવા નિયમ રાખ્યો છે એ અતિ ઉત્તમ છે. અનેક દેશમાં મિથ્યા ભ્રમવાથી, અનેક ગ્રંથો વા લેખો યોગ્ય પ્રકારે સમજ્યા

વિના પોતાની મેળે વાંચવાથી અને અનેક પ્રકારે પોતાની મેળે જ અયોગ્ય પ્રકારે વિચાર કે તર્કવિતર્કવડે નિશ્ચયો કરવાથી જે અનર્થ થાય છે તે અનર્થની નિવૃત્તિઅર્થે, તથા તે પ્રકારે કરેલા શ્રમથી ન પ્રાપ્ત થઈ શકે એવા ઉત્તમ પ્રબોધને પ્રાપ્ત થવાઅર્થે આપે આરંભેલો આ મહાત્માના સમાગમરૂપ શુદ્ધ પ્રયોગ નિઃસંદેહ અતિ ઉત્તમ છે. **અનેક સત્પુરુષોથી પ્રાપ્ત થતા નિશ્ચયો એક જ પ્રકારના હોય છે; પણ એક વા અનેક અયોગ્ય પુરુષથી પ્રાપ્ત થતા નિશ્ચયો દુષ્ટ અને અનેક હોય છે; તેથી તે અસાવધ શ્રોતાને બહુ અનર્થ** કરે છે. માટે સમાગમ કરીને નિશ્ચયો ગ્રહણ કરવામાં અને હિતકર જાણી ધારણ કરી પાલન કરવામાં અધિકારપરત્વે વિશેષ સાવધાનતા રાખવી અવશ્યની છે. તે સાવધાનતા આપસમ મહાપુરૂષના સંબંધી સંસર્ગીઓમાં સ્વભાવથી જ પ્રાપ્ત હોય એમાં આશ્ચર્ય નથી, અને તેથી આપસમીપ સુબોધ ગ્રહણ કરનાર સુજ્ઞ મનુષ્યોને કોઇ પ્રકારથી પણ આ પ્રયોગ અનર્થપ્રાપ્તિમાં હેતુરૂપ થઈ પડે એવો સંભવ નથી. મનુષ્યના અંતઃકરણમાં મોટો ભેદ ગુણદોષની ન્યૂનાધિકતાથી હોય છે, અને ગુણદોષ ન્યૂનાધિક થવામાં અંતર્બહિર્ ઉત્તમ, મધ્યમ, મંદ પ્રાણિપદાર્થોનો સંસર્ગ કારણરૂપ હોય છે. માટે નિરંતર તેવા સંસર્ગને ત્યજી રહેનાર ધીમંત મનુષ્યોએ પોતે પોતાના અબુદ્ધ સંબંધીઓને તેવા સંસર્ગથી નિવૃત્ત રહેવા જાગ્રત્ રાખવા પ્રયત્ન સેવવો ઉચિત છે, એ નિયમાનુસાર વર્તતા હે નરેશ! આપ સર્વ સંબંધીવર્ગના વ્યવહારપરમાર્થ ઉભય પક્ષે ગુરુ છો.

મનુષ્યજાતિના શરીરને પામનાર શરીરીએ સાધવાયોગ્ય વિવિધ વ્યવહાર છે તથા અંતમાં અવશ્ય સાધવાયોગ્ય પરમાર્થ છે. તે વ્યવહારપરમાર્થને જે મનુષ્ય જન્મ પામીને યથાવિધિ ઉત્તમ પ્રકારે સાધતું નથી તે મનુષ્ય આ લોકમાં નિંદાને તથા દુઃખને પાત્ર હોય છે, અને લોકાંતરપ્રાપ્તિસમયે અનિષ્ટને પામે છે. દુઃખ વા અનિષ્ટ અંશતઃ પણ કોઇને પ્રિય નથી. તેથી સદા દુઃખની તેમ જ દુઃખરૂપ સર્વ પ્રકારના અનિષ્ટની નિવૃત્તિ સર્વ મનુષ્યે અનેક પ્રયત્નથી પણ કર્તવ્ય છે. **આલસ્યપ્રમાદાદિ દોષોને વશ વર્તતાં સ્વધર્મને ન જાણનારાં અથવા સ્વધર્મને જાણીને ન સેવનારાં મનુષ્યો અધમ અને દુષ્ટ ગણાય છે.** પ્રજ્ઞ પુરુષોનો એવો બલવાન્ નિશ્ચય છે કે બે હાથવાળાં અને વ્યવહારોપયોગી અંતઃકરણવાળાં મનુષ્ય

શરીરને પામેલાં, ઇન્દ્રિય તથા અવયવોના બલસંપન્ન મનુષ્યોમાં જે કોઇ, 'હું અન્નવસ્ત્રને મેળવવા સમર્થ નથી, અને મરણને શરણ થાઉં છું' એમ વદે, અને અધર્મથી ભિક્ષા માગી જીવવા ઇચ્છે તો તે મનુષ્યને આલસ્યાદિ દોષના આગારરૂપ અને મૂર્ખ જાણવું.

જે મનુષ્ય સમયને અને કર્તવ્યને યોગ્ય પ્રકારે જાણતું નથી, અને સામર્થ્ય છતાં સમયે સમયે કરવાયોગ્ય કર્તવ્યને સાવધાનતાથી કરતું નથી તે મનુષ્ય આલસ્યાદિ દોષમગ્ન અને મૂર્ખ છે, એમ જાણવું.

સમયને તથા કર્તવ્યને ન જાણનાર મનુષ્ય પ્રયત્નવડે ગુરુજનોથી સમયપરત્વે કરવાયોગ્ય કાર્યને જાણે નહિ તથા ઉત્સાહથી કર્તવ્યમાં જોડાય નહિ, તેને પણ પ્રમાદી અને મૂર્ખ જાણવું.

ઉત્તમ મનુષ્યશરીરને પ્રાપ્ત થયેલું અને જેનું સામર્થ્ય રોગાદિ નિમિત્તોથી ક્ષીણ થયું ન હોય એવું મનુષ્ય જો પ્રથમાવસ્થામાં કરવા-યોગ્ય કાર્યને ઉત્તરાવસ્થામાં અને ઉત્તર કે મધ્યમાવસ્થામાં કરવા-યોગ્ય કાર્યોને પ્રથમાવસ્થામાં કરવા ધારે તેને પણ મૂર્ખ જાણવું.

સૃષ્ટિનિયમથી જન્મને પ્રાપ્ત મનુષ્ય, સંસારી શરીરી દશાને પ્રાપ્ત થઈને જે જે કરવા યોગ્ય નિર્દોષ કાર્ય છે, તેને જાણવા, સાધવા તથા યોગ્ય સમયે આશ્રિતોને સધાવવા યત્ન કરતું નથી, તે મનુષ્ય મરણપર્યંત અબુદ્ધ મનાય છે.

પોતાના કુલાચારને જોવાથી જાણીને, તથા પોતાની વડિલ-પરંપરાથી થતા આવતા યોગ્યાયોગ્ય વ્યવહારને જોઈજાણીને તથા તેવાં સામાન્ય મતિનાં મનુષ્યોથી સૂચવાયલા સર્વસામાન્ય વ્યવહારોને જ સાધવા યત્નોવાળું મનુષ્ય સામાન્ય મતિનું ગણાય છે.

જે શરીરી સામાન્ય નિયમથી જાણવાયોગ્ય સર્વ વ્યવહાર જાણીને પછી યોગ્યાયોગ્ય કાર્યને વિવેકથી જાણીને, તેની યોગ્ય પ્રકારે વ્યવસ્થા કરીને પોતાની મતિથી વા શાસ્ત્ર કે સત્પુરુષોથી વિધિ કે નિયમો જાણીને, સર્વ વ્યવહારકાર્યને પોતાના વડિલો કરતાં પણ ઉત્તમ પ્રકારે સાધે છે, તથા આ લોકમાં સદાચાર તથા સદ્‌ગુણથી યુક્ત રહી સંપત્તિસહ સત્કીર્તિ પ્રાપ્ત કરી સમયે સમયે યોગ્ય વિધિનિયમથી અવશ્ય સાધવાયોગ્ય પરમાર્થને સાધવા યત્ન કરતો અંતે સ્વ-પુરુષાર્થથી ઉત્તમ પ્રકારે સાધે છે, તે શરીરી પુરુષ પ્રબુદ્ધ મનાય છે.

આ ત્રણમાં પ્રબુદ્ધ પુરુષ ઉત્તમ હોવાથી અને મનુષ્યત્વને પ્રાપ્ત હોવાથી શ્રેષ્ઠ વા સંસ્કારી ગણાય છે; સામાન્ય મતિનાં મનુષ્યો તો મનુષ્યત્વને, યોગ્ય પ્રયત્ન કરે તો, પ્રાપ્ત થવાયોગ્ય હરે છે તેથી તે મધ્યમમાં ગણાય છે, અને જેમને મનુષ્યતા બહુ કષ્ટે પ્રાપ્ત થવા-યોગ્ય છે, એવાં આલસ્યાદિ દોષયુક્ત મૂર્ખમાં ગણાતાં મનુષ્યો મંદમતિ અધમની પંક્તિમાં ન છતાં પણ અધમમાં ગણાય છે. ખરું જોતાં તો જે અનેક પ્રકારના કષ્ટથી પણ મનુષ્યત્વને પ્રાપ્ત થવાયોગ્ય હોતાં નથી તે જ અધમ ગણાય છે. **આ વિશ્વમાં અધમ કે અધમથી પણ અધમ મનુષ્યોએ નિરાશ થવાસરખું નથી, કારણ કે તે અધમ અને અધમથી અધમ મનુષ્યો પણ યોગ્ય ઉપચારોથી ઊંચી ઊંચી પંક્તિમાં આવી શકે છે.** માટે પોતાના અધિકારને જોઈ જાણીને તેથી ચઢવાનો પ્રયત્ન સાધવો ઉચિત છે. કોઈએ પણ મનુષ્યત્વ અસાધ્ય ગણીને નિરાશ થઈ બેસી રહેવું ઉચિત નથી. ગુરુજનોનો અને સત્પુરુષોનો એ જ ધર્મ, શાસ્ત્રે તથા સચ્છાસ્ત્રે પ્રસિદ્ધ છે કે તેમણે વિવિધ યુક્તિથી પરિચિત તથા અપરિચિત મનુષ્યને મનુષ્યત્વને પ્રાપ્ત કરી ક્રમવડે ઉત્કૃષ્ટ ગતિને પ્રાપ્ત કરવાં.

અથ મંગલમ્ ૧

**દોહરો.**

પૂર્ણ બ્રહ્મ શ્રીનરહરે ! પ્રેરો પ્રતિભાસ્ફુર્ણ;[૨]
કે હું તમ શિશુ કરિ શકું, ત્રિજો સમાગમ પૂર્ણ. ૧

હવે વચમાં **શ્રી**પંચવરદ મહારાજાએ પ્રવક્તા મહાત્માને સંબોધીને કહ્યું:–હે જગદુદ્ધારક પરમકૃપાળુ જગન્નિયંતાના સગુણસાકારરૂપ ભગવન્ ! અદ્યાપિપર્યન્ત જે જે જીવન્મુક્ત મહાત્માઓના સમાગમ પ્રાપ્ત કરવા હું સદ્ભાગી થયો છું, તે સર્વેના વચનામૃતથી હું દશ્ય પ્રપંચનું ભાન વિસરીને આત્મસ્થ વૃત્તિના અવર્ણનીય આનંદના મહાસાગરમાં ઝીલતો હતો, અને સર્વ જિજ્ઞાસાની તૃપ્તિને અનુભવતો હતો. તેમાંથી આપનાં છેલ્લાં વાક્યોએ મને પુનરુત્થાન પમાડીને જિજ્ઞાસાની રંગભૂમિપર આણ્યો છે. તે મારે માટે હિતાવહ છે કે અન્યથા

૧. અહીં લગી આદ્ય આચાર્ય શ્રીમન્નૃહાચાર્યજીનો લખેલો લેખ અત્રથી વર્ત્તમાન આચાર્ય શ્રી સુરેશ્વરાચાર્યે આગળ લખી તૃતીય સમાગમ પૂરો કર્યો છે. ૨. સ્ફૂરણ, સ્ફૂર્તિ

છે, તે હું નિર્ણય કરી શકતો નથી. તેથી આપ સર્વજ્ઞ મને આ સંબંધે યોગ્ય સમજણ પાડશો.

મહાત્માએ મંદ હાસ્યપૂર્વક મર્મજ્ઞ નેત્રચેષ્ટાથી પ્રશ્ન કર્યો:-હે સ્વધર્મપરાયણ તત્વજ્ઞ રાજર્ષિ ! આપ જે પુનરુસ્થાન અને જિજ્ઞાસાનો ઉલ્લેખ કરો છો, તે સ્થિતિનાં સ્વરૂપલક્ષણનો ખ્યાલ આપો, તો એ સંબંધી જે કાંઇ જ્ઞાતવ્ય મન્તવ્ય અને કર્તવ્ય હોય તે સંબંધી સ્પષ્ટ સમજાવી શકાય.

શ્રીપંચવરદ નરેશ સરલ ભાવે કહેવા લાગ્યાઃ-હે સર્વજ્ઞ કૃપાળુ! આપશ્રીએ હમણાં એમ દર્શાવ્યું કે-"કોઇએ પણ મનુષ્યત્વ અસાધ્ય સમજી નિરાશ થઈ બેશી રહેવું ઉચિત નથી. ગુરુજનોનો અને સત્પુરુષોનો એજ ધર્મ શાસ્ત્રે તથા સચ્છાસ્ત્રે પ્રસિદ્ધ છે કે વિવિધ યુક્તિથી પરિચિત તથા અપરિચિત મનુષ્યને મનુષ્યત્વને પ્રાપ્ત કરી ક્રમવડે ઉત્કૃષ્ટ ગતિને પ્રાપ્ત કરવાં." આ ભાવને અનુસરીને મારા શાસનના સમયમાં એટલે જે સમયે હું રાજ્યકાર્યમાં પ્રવૃત્ત હતો તે સમયે વર્ણાશ્રમના નિયમપ્રમાણે મારા પ્રજાજનના અધિકારાનુસાર પઠનપાઠનની વ્યવસ્થા યથેષ્ટ ચાલે તેટલા માટે હું જાતે મારાથી બની શકે તેટલી સાવધાનતા રાખી વ્યવસ્થા કરતો હતો. ગુરુકુલો ચલાવનાર ઉત્તમ બ્રહ્મણો જ હોય તે બાબત હું ખાસ કાળજી રાખતો હતો, અને તે કુલગુરુઓ અને પુરોહિતો પોતાના અંતેવાસીઓ ( વિદ્યાર્થીઓ ) ધર્મ્ય આચારવિચારવાળા થાય તેમાટે સવિશેષ ધ્યાન આપી તેમને વ્યવહારપરમાર્થવિષયક વિવિધ વિદ્યાકળાઓમાં નિષ્ણાત કરવામાં સંતત સંલગ્ન રહેતા. મારા પોતાના ગુરુજનોએ તેમજ આપશ્રીના સરખા સર્વજ્ઞ મહાત્મા પુરુષવરોએ આ સંબંધી મને જે જે સૂચનાઓ કરેલી તે સાવધાનપણે લક્ષમાં રાખી પ્રજાના રક્ષણશિક્ષણનું કાર્ય શાસ્ત્રવિહિત રીતે કરવામાં આવતુ હતું. આપ્રમાણે મારી પ્રજા પ્રધાનપણે સદ્‌વિચારમાં અને સદાચારમાં સુદૃઢ બની છે, તેથી વિદ્યાકળામાં કોઇ વ્યક્તિ કે જાતિ કદી ઓછી કુશળ હશે, પણ મારી પ્રજામાં પ્રત્યેક વ્યક્તિ કે જાતિ સદ્વિચારમાં અને સદાચારમાં મોટે ભાગે અધિક શુશિક્ષિત થઈ શકી છે. હાલ આ જે ચિરંજીવી પાટવી કુમાર સર્વ રાજ્યશાસન ચલાવે છે, અને આપના અમૂલ્ય સદુપદેશના શ્રવણમાં અહીં ઉપસ્થિત છે તે પણ મેં અંકિત કરી આપેલી પ્રણાલિકા પ્રમાણેજ રાજ્યમાં રક્ષણશિક્ષણાદિક

વ્યવસ્થા કરે છે. તેથી હું મારી અવસ્થાપ્રમાણે સ્વરૂપાનુસંધાનમાં સર્વ સમય ગાળી શકું છું; અને સ્વરૂપાનુસંધાનના સાધનરૂપ શ્રવણ મનન અને નિદિધ્યાસનરૂપ તથા યોગાનુષ્ઠાનરૂપ પ્રયત્નોમાં નિમગ્ન રહેવાથી પ્રાપ્ત થતાં શાન્તિ અને આનંદથી જીવન વ્યતીત કરું છું. રાજ્યના રક્ષણશિક્ષણમાટે કાળજી કરવાનો ભાર જ્યારે હું વહન કરતો હતો, ત્યારે તેવાં શાન્તિ અને આનંદનું મને ભાન થતું નહોતું તેથી મને હવે રાજ્યકાર્યઉપર અરુચિ ઉપજે છે; અને આત્માનુસંધાનપર વેગ બહુ પ્રબળ થતો જાય છે. પણ આજે આપના શ્રીમુખે ગુરુજનોના અને સત્પુરુષોના ધર્મસંબંધી વચનનોના શ્રવણથી એ જાણવાની ઉત્કટ ઇચ્છા ઉદ્દ્ભવી છે કે—જે વિવિધ યુક્તિઓથી પરિચિત તથા અપરિચિત મનુષ્યોને ઉક્ત ગુરુજનોએ અને સત્પુરુષોએ મનુષ્યત્વને પ્રાપ્ત કરવાનો તેઓનો શાસ્ત્રોક્ત ધર્મ છે, તે યુક્તિઓ શી શી છે, અથવા કેવા પ્રકારની છે, તે આપશ્રીના મુખારવિંદથી જાણવાની ઇચ્છા ઉપજી છે. કેમકે આ ચિરંજીવી કુમાર તથા તેનો કુમાર વગેરે જેઓ આપશ્રીના પુણ્ય પદારવિંદમાં અત્રે ઉપસ્થિત છે, તેઓને આસંબંધી જ્ઞાન અધિક ઉપયોગનું છે; અને મારા શાસનસમયમાં મેં જે પ્રજાશિક્ષણસંબંધી યોજના અને પ્રવૃત્તિ કરી હતી તેમાં શી શી ખામીઓ અને ન્યૂનતાઓ રહી ગઈ છે તે જાણવાની પણ કુતૂહલવૃત્તિ હૃદયમાં જાગ્રત્ થઈ છે. પણ આપ્રમાણે આ મારી વૃત્તિ ભૂતપ્રતિબંધ ( ગયાગુજર્યા સમયની બાબતો )ના સ્મરણતરફ વળે છે. તે અંતઃકરણને રુચતું નથી, પણ ખૂંચે છે. મારી મતિગતિપ્રમાણે મારી વૃત્તિના પુનરુત્થાન અને જિજ્ઞાસાનું સ્વરૂપ મેં આપશ્રીઆગળ નિવેદન કર્યું, આપ સમર્થ આસંબંધે આપને યોગ્ય લાગે તે ઉપદેશ કરુણાદૃષ્ટિથી આપશો.

મહાત્માએ ગંભીરતાથી મંદહાસ્ય કરીને કહ્યું–હે ઉત્તમ સંસ્કારવાન્ ઋષિકલ્પ રાજેન્દ્ર ! આપનો આ પ્રશ્ન આપના અંતઃકરણના ઉચ્ચતર કક્ષાએ પહોંચેલા અધિકારને સૂચવે છે, તેમજ આપના શુદ્ધ ક્ષાત્રકુલની ઉચ્ચગામિની પ્રકૃતિનો પણ પરિચય આપે છે. હે નરવર ! આપે તો રજોગુણનું અતિક્રમણ કરીને સત્વગુણની મર્યાદાના પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. તેથી તેમજ આપના પ્રાક્તન સંસ્કાર પણ આપને ગુણાતીત અવસ્થાપ્રતિ વેગ આપનાર હોવાથી આપને આ ગુરુજનોના અને સત્પુરુષોના ધર્માધર્મસંબંધી વિષય અરુચિ ઉત્પન્ન કરે એ સ્વાભાવિક છે. પણ એ અરુચિની સાથે સાથે આપને મનુષ્યોને મનુષ્યત્વમાં

અણુવાની વિવિધ યુક્તિઓવિષે સાભળવામાં જે ઇચ્છા પ્રેરે છે, તેતો આપની ક્ષાત્રજન્મસિદ્ધ પ્રકૃતિનો પ્રભાવ જ છે. તેથી અંતઃકરણની આવી સ્થિતિને માટે કોઇ પ્રકારની ચિંતા કરવા જેવું નથી. કેમકે પ્રજાના રક્ષણશિક્ષણમાં જેમનો અંતર્ભાવ થાય છે એવી એ યુક્તિઓનું જ્ઞાન ધર્મ્ય હોવાથી તેવિષેની જિજ્ઞાસા તે પણ ધર્મ્ય જ છે, અને તે ધર્મ્ય હોવાથી હિતકર જ છે. હે ઉત્કૃષ્ટ પ્રારબ્ધવાન્ રાજેન્દ્ર! મોક્ષમાર્ગના પ્રવાસીએ એક વાત તો હંમેશ લક્ષમાં રાખવાનીજ છે, તે આ છેઃ-**ધર્માચરણનાં સાધન અને તેમનો પ્રયોગ એ મોક્ષના ઉમરાઆગળ આવતાંલગી મનુષ્યને અનિવાર્ય આવશ્યકતાવાળાં છે.** ધર્મ પણ સ્વયં મુક્તિપ્રાપ્તિમાં તો પ્રતિબંધ જ ગણાય છે, તોપણ જ્યાંલગી મોક્ષની ભૂમિકા આવે ત્યાંલગી તો એ ધર્મ પ્રતિબંધ નથી, પણ મોક્ષમાર્ગના પ્રવાસીનો આધાર અથવા વાહન છે. તેમાંથી કૂદી બહાર પડતાં અથવા તેને છોડતાં તે પ્રવાસીનું પતન થાય છે, અને તેનો નાશ થાય છે.

આ વિષયને અધિક સ્પષ્ટ કરીને સમજાવવા આપણે એક ઉદાહરણ લેઇશું:-કોઇ ભીંત ચણનાર કડિયો ભીંત ચણતો જાય છે તેમ તેમ પોતે જેના ઉપર બેસીને કામ કરે છે, તે પાલખને ઉપર ઉપર લેતો જાય છે; અને જ્યારે છેવટે પોતે ધારેલી ઊંચાઇએ તે પહોંચે છે, ત્યારે તે પોતાની પાલખ ઉપરથી તૈયાર થયેલી ભીંત-ઉપર પગ દેઈ શકે છે. અથાત્ ત્યારેજ તે પાલકનો ત્યાગ કરી શકે છે. તેવિના તે પાલખનો ત્યાગ કરી શકતો નથી. જો પોતે ઇચ્છેલી ઉચાઇએ એ ભીંત પહોચેલી ન હોય તે સ્થિતિમાં તે કડિયો તે ભીતઉપર જઈ બેસે તો તે ભીંત પોતાની ધારેલી ઉંચાઈએ ચણીને લેઈ જઈ શકાતી નથી. અર્થાત્ તે જ્યાંનો ત્યાં રહે છે, અને પોતાના ભીંત ચણવાના કાર્યથાં આગળ વધી શકતો નથી. એટલું જ નહિ પણ જો તે પેલી ભીંતપર પણ જઈ બેસવા ઇચ્છે નહિ, અને પેલી પાલખ પર પણ બેસી રહેવા ઇચ્છે નહિ તો તો તેને પાલક પરથી કુદી નીચે જમીનપર પછડાઈ મરવા સિવાય ત્રીજો ઉપાય તો છે જ નહિ. તેથી ઇષ્ટભૂમિકાએ પહોચતાં લગી સાધકે ધર્માનુષ્ટાન છોડવું નહિ. પ્રાપ્તવ્ય સ્થાનરૂપ નિર્વિકલ્પદશા પ્રાપ્ત થતાં એની મેળે જ ધર્મ-પ્રતિબંધ પણ છુટી જવાનો. એક બીજું ઉદાહરણઃ-જે માણસને સમુદ્રના એક કાંઠેથી સમુદ્રપાર સામે કાંઠે જવું હોય તો તેણે જેમ

હોડીનો આશ્રય લેઈને પ્રવાસ કરવો પડે છે, અને સામો કિનારો આવે ત્યાંલગી હોડીમાં જ રહેવું પડે છે, તે જ પ્રમાણે મુક્તદશા પ્રાપ્ત થતાંલગી સાધકે ધર્મને વળગી રહેવાનું છે-ધર્મમાં દૃઢ રહેવાનું છે. મોક્ષભૂમિકા આવી પહોંચતાં ધર્મને મોક્ષશાસ્ત્રમાં પ્રતિબંધ કહ્યો છે અને તેથી છેવટે તે પણ છોડવાનો છે એમ કહ્યું છે-તેટલાજ ઉપરથી, ગમે ત્યારે છોડી દેવાનો નથી, પણ દૃઢતાથી તેનું અવલંબન પકડી રાખવાનું છે; કેમકે મોક્ષભૂમિકારૂપ કિનારો આવી લાગ્યાવિના જ ધર્મરૂપ હોડીમાંથી બહાર કૂદી પડનાર તો ભવસાગરમાં પડીને ડૂબે જ છે. તેથી છેક મુક્તાવસ્થાની લગોલગ જઈ પહોંચાય ત્યાંલગી ધર્મના જ્ઞાન ભાન અને અનુષ્ટાનની યથાસંભવ જાગરુકતા રહે એ ઇષ્ટાર્થ જ છે. રાજર્ષિતરીકે આપના સ્વધર્મનું ભાન અને ધર્મવિષયક જિજ્ઞાસા જાગ્રત્ રહે એ આપની પરમાર્થમાં થતી પ્રગતિને કોઇ પણ રીતે હાનિ પહોચાડે તેમ નથી, પરંતુ દૈવી સત્તાદ્વારા આપની તે પ્રગતિને હિતકર ઇષ્ટ વેગ આપે તેમ છે.

શ્રીપંચવરદ મહારાજા કાંઇક સંતોષ પામી બોલ્યાઃ-હે પ્રત્યક્ષ ઈશ્વરસ્વરૂપ મહાત્મન્! આપના મુખથી નિકળેલાં વચનોથી મને મારી મનોદશાથી જે કાંઇક અસંતોષ પ્રતીત થતો હતો તે ઘણે અંશે દૂર થયો છે. પરંતુ મારી વૃત્તિનું આપ્રમાણે પુનરુત્થાન થતાં મને જે સ્વરૂપાનુસંધાનપ્રતિના વેગવાળી દશામાં જીવન્મુક્તિનો નિતાન્તશાન્ત આનંદમય પ્રકાશ સર્વત્ર અનુભવમાં આવતો હતો તેનો લોપ થયો અનુભવાય છે. તેથી મને એવી પ્રતીતિ થાય છે કે એ ઉચ્ચ જીવન્મુક્તિની દશામાંથી મારું નીચે ઊતરવું થયું છે. તે મારા અંતઃકરણમાં ખૂંચે છે. આ સ્થિતિ મારે માટે ઇષ્ટરૂપ ગણાય કે અનિષ્ટરૂપ ગણાય તેવિષે આપ સર્વજ્ઞ મહાત્મા મને યોગ્ય સમાધાન કૃપા કરીને આપશો.

શ્રીપંચવરદનાં આ વચનો શ્રવણ કરીને સ્મિતપૂર્વક તે મહાત્મા ધૈર્ય આપતાં બોલ્યાઃ-હે સાત્વિક રાજાધિરાજ! આપને જે ઉચ્ચ દશામાંથી નીચેની દશામાં ઊતર્યાનો અનુભવ થાય છે, તે તો વાસ્તવિક છે. કેમકે આપ આ પ્રમાણે નિત્ય મહાત્માઓના સત્સંગના પ્રભાવથી અને આપના અંતઃકરણના ઉચ્ચ અધિકારથી શ્રવણમનનદ્વારા પ્રાપ્ત થયેલા આત્મદર્શનના નિદિધ્યાસનદ્વારા સહજ સિદ્ધ થતા સ્વરૂપાનુસંધાનથી જીવન્મુક્તિનો સહજાનંદ અનુભવતા હતા તેમાં આપના રાજાતરીકેના ગુરૂધર્મસંબંધી ઉલ્લેખ થતાં તે સંબંધી જ્ઞાતવ્યકર્ત્તવ્યજિજ્ઞાસાનું પુનરુત્થાન થતાં આપના અંતઃકરણની વૃત્તિની શાન્તપ્રવાહિતામાં વિક્ષેપ પડવાથી આપને પ્રતીત થતો જીવન્મુક્તિનો

આનંદમય શાન્ત પ્રકાશ પ્રવૃત્તિની પૂર્વભૂમિકામાં અવરોહ પામવાથી આપના અંતઃકરણમાં તે ખૂંચે છે, તે તો નૈસર્ગિક છે. પણ એથી આપના પરિણામી હિતને કાંઇ પણ હાનિ થનાર નહિ હોવાથી તે આપને માટે અનિષ્ટરૂપ નથી, પણ સર્વથા ઇષ્ટરૂપ જ છે, એ આપ નિશ્ચય સમજજો. આ પુનરુત્થાનથી આપને હાલ તાત્કાળિક સ્ફુરતા સહજ આનંદમાં ન્યૂનતા ભાસશે, પણ પરિણામે આપે જે ઉચ્ચ સવિકલ્પ અને અંતિમ નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત કરવાની છે, તેની પ્રાપ્તિમાં આપને એથી લાભ જ થશે.

મહાત્માનાં આ વચનોથી સમાધાન પામેલા **શ્રીપંચવરદ** મહારાજાએ કહ્યું:–હે ભગવન્! આપનાં આ આશીર્વાદરૂપ વચનોથી મને મારા પરિણામી શ્રેયમાટે અભય પ્રાપ્ત થયું છે. તો હવે જો આપને કોઇ પ્રકારનો બાધ ન હોય તો આપના પોતાના વૃત્તાન્તની સાથે આપને પૂછેલા વિષયોસંબંધી ઉપદેશામૃતથી અમને સઉને તૃપ્ત કરવા આપ અનુગ્રહ કરશો, અને છેવટે મારા અંતઃકરણની હાલ પ્રતીત થતી અવરોહદશા સંબંધે પણ અધિક પ્રકાશ આપે એવું સમાધાન આપશો અને કર્ત્તવ્ય ઉપાય સૂચવવા જેવા હોય તે પણ સૂચવશો.

મહાત્મા સસ્મિત મુખમુદ્રા સાથે બોલ્યા:–હે મહીમહેન્દ્ર! મારા પોતાના વૃત્તાન્તમાં આપને કાંઇ વધારે જ્ઞાનનો કે સાધનદશાના અનુભવનો લાભ થાય તેમ નથી. તોપણ આપની જિજ્ઞાસાને સંતોષ આપવા અર્થે જ કહું છું તે શ્રવણ કરો. વિદ્યાપલ્લી નામના એક બ્રાહ્મણોના અગ્રહારગામમાં મારો જન્મ એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. કુટુંબમાં મારાં માતાપિતા અને હું તેમનો એકનો એક પુત્ર એમ અમારી ત્રણ જ વ્યક્તિઓ હતી. એક પર્ણકૂટીમાં અમારો નિવાસ હતો. નીવાર, શ્યામાક વગેરે મુન્યન્ન તથા પત્ર ફળ અને કંદમૂળથી અમે અમારા બ્રાહ્મણજીવનનો નિર્વાહ કરતાં હતાં. સાતમા વર્ષમાં મારાં માતાપિતાએ મને વિધિપૂર્વક યજ્ઞોપવીત દીધું અને મને ગુરુકુલમાં મૂક્યો. એ ગુરુકુળના કુલપતિ એક શ્રુતપર્વા નામે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહર્ષિ હતા. તે ગૃહસ્થાશ્રમી હતા, અને વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં એમના ગુરુકુલમાં બ્રહ્મચર્ય પાલન કરતાં વેદાદિ વિવિધ વિદ્યાઓ અને કળાઓનો અભ્યાસ કરતા હતા. મારા જેવા છેક નાના વિદ્યાર્થીઓને આરંભમાં અમારા ગુરુદેવ પોતે ભણાવતા હતા; અને બહુ વાત્સલ્યથી તથા મધુરવાણીવડે અમને રુચિ ઉપજે અને ભણવાના વિષયમાં અમારી બુદ્ધિનો સુખપૂર્વક પ્રવેશ થાય તેમ

શિક્ષણ આપતા હતા. એ આરંભક વિદ્યાર્થીઓ જ્યારે પોતાના અભ્યાસમાં પ્રવિષ્ટ થતા ત્યારપછી તે તે વિદ્યાર્થીઓને તે ગુરુજી વિવિધ વિદ્યામાં નિષ્ણાત એવા પોતાના છાત્રોને સોંપતા. છાત્રોની પાસે ભણી તૈયાર થયેલા વિદ્યાર્થીઓને કુલપતિના હાથ નીચે કામ કરનાર ઉપાધ્યાયોને સોંપવામાં આવતા. પૂર્ણ વિદ્યાધ્યયન કર્યા પછી કુલપતિની આજ્ઞાથી વિદ્યાર્થીઓ સમાવર્તન કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતા અથવા એવી યોગ્યતા હોય તો સંન્યસ્ત પણ લેતા. પણ એવા તો અધિકારી કોઇ કોઇ જ નીવડતા. કોઇ નૈષ્ઠિક બ્રહ્મચારી-તરીકે આશ્રમમાં રહેતા, અને એ ગુરુકુલની અને ગુરુજીની સેવા બજાવતા. કુલપતિ છાત્રોના અને ઉપાધ્યાયોના શિક્ષણકાર્યપર એવું તો ધ્યાન આપતા કે વિદ્યાર્થીઓનાં શિક્ષણ અને વર્ત્તન તથા ચારિત્ર્ય જેમ બને તેમ સંપૂર્ણ અને નિર્દોષ બની શકે.

આ આચાર્યકુલમાં મેં પ્રવેશ કર્યાપછી એકાદ વર્ષમાં મારાં માતાપિતા એક પછી એક પરલોકવાસી થયાં. પરંતુ એ ગુરુકુલવાસને લીધે હું બહુ સારી રીતે ઊછર્યો–મોટો થયો અને સુશિક્ષણ પામ્યો. વિદ્યાધ્યયનમાં જેમ જેમ હું વૃદ્ધિંગત થતો ગયો તેમ તેમ મને આ દશ્ય જગત્‌નું નિસ્સારપણું સમજાતું ગયું, અને વેદોનાં બ્રાહ્મણભાગનો તથા ઉપનિષદોનો અભ્યાસ પૂરો થતાં મને મારી વૃત્તિ સ્વરૂપાનુસંધાનપ્રતિ આકર્ષવા લાગી. તે સમયે મારા અંતઃકરણમાં આ સંસારમાંના સમગ્ર વિષયોપ્રતિ નિઃસારતાનો ભાવ તો પ્રથમથી જ ઊપજી ચૂકયો હતો. મારી મનોવૃત્તિપ્રમાણે મારું વર્ત્તન પણ એક વિરક્તના સમાન જ થઈ ગયું હતું. શ્રીગુરુદેવ પણ મારા ઉપર સંતત દૃષ્ટિ રાખતા હતા અને જ્યારે હું પૂર્ણ અભ્યાસ કરી રહ્યો ત્યારે મારે સમાવર્ત્તન કરીને શું કરવું એવિષે જ્યારે મેં શ્રીગુરુદેવનો અભિપ્રાય માગ્યો, ત્યારે તેઓશ્રીએ મને વિવિધ પ્રશ્નો પૂછ્યા. તેના મેં સરલ હૃદયથી જે ઉત્તર આપ્યાં, તે ઉપરથી શ્રીગુરુદેવે મને પૂછ્યું:–વત્સ ! તને સંન્યસ્ત લેવું રુચે છે ?

ત્યારે મેં કહ્યું:–ભગવન્ ! મારી વૃત્તિમાં તો એ વેગ ઊપજ્યો છે. પણ મારો અધિકાર ચતુર્થ આશ્રમને માટે પકવ થયો છે કે નહિ, તે બાબતમાં આપ સર્વજ્ઞની શિખામણ પ્રમાણે જ હું વર્ત્તવું શ્રેયસ્કર ગણું છું. મારી વયને લીધે હું મારા પોતાના વિચારઉપર વિશ્વાસ રાખવો યોગ્ય ગણાતો નથી. ત્યાગ એ અધ્યયન કે તપ ઉપર આધાર રાખતો નથી, ત્યાગ એ મનની સંપૂર્ણ વૈરાગ્યમય અવસ્થાવિશેષ-ઉપર જ અવલંબે છે. સંસારનાં સુખદુઃખનો મને પોતાનો સાક્ષાત્

અનુભવ નથી. તે તો મેં શાસ્ત્રોથી જાણ્યાં છે અથવા અન્ય મનુષ્યોનાં સુખદુ:ખ જોયાં છે, તથા બીજા અનુભવી સંસારી સજ્જનોના મુખેથી કદી શ્રવણ કર્યાં છે. મારા મનની પરીક્ષા કરવાની મારી શક્તિને હું પૂર્ણ સમજતો નથી. તેથી આપ કૃપાળો ! જે પ્રમાણે દિશા બતાવશો તે પ્રમાણે વર્ત્તવું–એવો જ મેં નિશ્ચય કરેલો છે.

શ્રીગુરુદેવે વિચાર કરીને મને કહ્યું:–સૌમ્ય ! તારું પોતાનું મન જ તારે પોતાને માટે શું શ્રેયસ્કર છે તેનો નિર્ણય કરી શકે.

મેં શ્રી ગુરુદેવને વિજ્ઞપ્તિ કરી:–પ્રભો ! મારા મનને ત્યાગ ગમે છે. પણ ડાહ્યા માણસે મનનો વિશ્વાસ ન કરવો એમ શાસ્ત્રો તેમજ શિષ્ટ પુરુષો કહે છે. તેથી જો કે **आत्मबुद्धिर्हितार्थाय** એવું વચન શાસ્ત્રનું છે, તો પણ તેની સાથે તે જ શાસ્ત્ર એમ પણ કહે છે કે **गुरुबुद्धिर्विशेषेण:** ગુરુની બુદ્ધિ વિશેષ હિતકર્ત્તા છે. તેથી આ બાબતમાં હું આપશ્રીની આજ્ઞાપ્રમાણે જ વર્ત્તવાનો, એવો મેં નિશ્ચય કર્યો છે.

ત્યારે ગુરુશ્રીએ વિચાર કરીને કહ્યું:–વત્સ ! તારાં મન, વાણી અને ક્રિયાઉપર હું આટલાં વર્ષોલગી એકધારું અવલોકન કરતો આવ્યો છું. તેમાં મને એમ જણાયું છે કે તારા અંતઃકરણમાં આ લોકના કે પરલોકના કોઇ પણ વિષય, પછી તે દૃષ્ટ હો કે સાંભળેલા હો તેવિષે કદીએ લેશ પણ અભિલાષા ઉપજી હોય એવું મારા જાણવામાં કે જોવામાં આવ્યું નથી. આ આશ્રમમાં પણ તારાં વિચાર અને વર્ત્તન એક ઉત્તમ ચતુર્થાશ્રમી જેવાં શુદ્ધ અને સંયમયુક્ત છે. તોપણ જો તને મારા અભિપ્રાયની અપેક્ષા રહે છે તો વધારે દૃઢતાના નિશ્ચય માટે હાલ તું નૈષ્ઠિક બ્રહ્મચારીતરીકે આપણા આશ્રમમાં રહે. યોગ્ય સમય એ સ્થિતિમાં તારું અવલોકન કર્યા પછી હું જેથી તારું શ્રેય: થાય એવો અભિપ્રાય દર્શાવીશ.

ગુરુજીની એ સૂચના સરલ ભાવે મેં મસ્તકે ચઢાવી અને ત્રણ વર્ષ મેં નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવામાં વીતાવ્યાં. ત્યારપશ્ચાત્ શ્રી ગુરુદેવે આજ્ઞા કરી કે વત્સ ! ચતુર્થ આશ્રમ પાળવામાં કાંઇ ખામી ન આવે એવો તારો અધિકાર તો થયો છે. પણ પરિવ્રાજકતરીકે એક સ્થળે ન રહેતાં પ્રતિદિન સ્થાનાન્તર કરી વિચરતા રહેવું પડે છે, તેમાં તને પ્રથમથી કે અભ્યાસ પડયે ફાવશે કે કેમ ? આ પ્રશ્નનો પ્રયોગસિદ્ધનિર્ણય કરવાની મને આવશ્યકતા જણાય છે. તેથી આ બ્રહ્મચર્ય આશ્રમમાં જ હું તને–આ દ્વીપના આપણા ખંડમાં આવેલાં પવિત્ર સ્થાનોની યાત્રા કરી આવ–એવી સૂચના કરું છું.

ગુરુદેવની આ આજ્ઞાપ્રમાણે હું તીર્થાટન કરવા તૈયાર થયો. ગુરુશ્રીએ નક્કી કરેલા મુહૂર્તે મધ્યાન્હસંધ્યા કરીને હું પ્રસ્થાન કરવા તૈયાર થયો, ત્યારે શ્રી ગુરુદેવે અત્યંત વાત્સલ્યથી આ પ્રમાણે વચનો કહ્યાં:—

"હે પરમ કલ્યાણભાજન પુત્ર! આ ત્રણ વર્ષ તેં યોગાનુષ્ઠાન-વડે વૃત્તિનિરોધ સાધ્યો છે, તેથી અંતઃકરણનો ઉચ્ચ અધિકાર તો તને પરમેશ્વરના અનુગ્રહથી સિદ્ધ થયો છે; અને વેદાન્તશાસ્ત્રોક્ત ષટ્સંપત્તિપૂર્વક જ્ઞાન પણ તારા પ્રાક્તન પુણ્યબળથી પ્રાપ્ત થયું છે. તેથી સંન્યસ્તદીક્ષા ગ્રહણ કરી તેને સપૂર્ણ નિભાવી પરમમોક્ષને પ્રાપ્ત કરવાની યોગ્યતા તને પ્રાપ્ત થઈ છે. પણ સંન્યાસી પરિવ્રાજકે પ્રતિદિન વિચરતા રહેવાનો ધર્મ છે. તે તને અનુકૂળ પડે છે કે નહિ તેના પ્રયોગઅર્થે તને તીર્થાટન કરવા સૂચવ્યું છે. આટલાં બધાં આશરે વીશ વર્ષ આશ્રમમાં એક સ્થાને નિવાસ કરવાનો તને અભ્યાસ પડેલો છે, તેથી એક સ્થાને એક દિવસ કરતાં અધિક વાસ કરવો નહિ એવો પ્રવ્રજ્યાનો નિયમ તારાથી પાળી શકાશે તેનો નિર્ણય કરવાઅર્થે આ પ્રયોગ છે. ભિક્ષા અને ઇન્દ્રિયનિગ્રહ તથા મનો-નિગ્રહના નિયમ તો એક સરખા છે. ભિક્ષામાં કાંઇક અધિક મિતપણું છે. તું તો બ્રહ્મચર્યઆશ્રમમાં છે, પણ સંન્યસ્તના નિયમો પણ શાસ્ત્રદ્વારા તેં સારી પેઠે જાણ્યા છે, તેપ્રમાણે તું આગ્રહપૂર્વક પાળજે. પણ પ્રતિદિન એક ગ્રામથી બીજે ગ્રામ જઈ રહેવાના નિય-મથી વાયુજળઆદિથી આરોગ્યને બાધા થાય અથવા નિત્ય પ્રવાસીની અવસ્થાથી વૃત્તિને વિક્ષેપ થાય તો તે તિતિક્ષાવડે સહન કરવાનો અભ્યાસ કરજે. પણ કદી પ્રતિબંધક પ્રારબ્ધવશાત્ એ અન્તરાય સહન થવા અશક્યજ બને તો તું પાછો આપણા આશ્રમમાં આવજે અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને તથા યોગાનુષ્ઠાનદ્વારા ઉત્તમ ગતિને પામજે."

હે ધર્મમૂર્તિ રાજેન્દ્ર! એ પ્રમાણે હિતવચન કહી શ્રીગુરુદેવે મને આશીર્વાદ આપ્યો—"હે પુત્ર! શ્રીઅગ્નિનારાયણ તારું રક્ષણ કરો અને પરમાર્થસિદ્ધિમાં જગન્નિયંતા તને કૃતકૃત્ય કરો. પ્રવાસમાં પણ તું મૃત્તિકાના સ્થંડિલપર વિધિપૂર્વ મંત્રાગ્નિ સ્થાપી તેમાં સમિધ્ હોમ કરી અગ્નિપરિચર્યા કરવા ચૂકીશ નહિ. તેમજ બ્રહ્મચારીએ કરવાનાં નિત્યકર્મ કરવામાં પ્રમાદ કરીશ નહિ. તીર્થાટન કરીને તું કુશલક્ષેમ આવીશ તેપછી તારો વૃત્તાન્ત શ્રવણ કર્યાપછી તારે સંન્યસ્ત લેવું કે નહિ તે વિષે હું અભિપ્રાય દર્શાવીશ."

શ્રીગુરુદેવના ચરણારવિંદમાં સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી મેં તીર્થાટન માટે પ્રસ્થાન કર્યું. તે હું પૂર્વદિશાનાં સર્વપ્રધાન તીર્થોની યાત્રા કરતો કરતો આજ આપના આ રાજધાનીના નગરમાં આવી ચઢયો છું. પણ આવતી કાલે મારે અત્રેથી અન્ય ગ્રામે જવું જોઈએ એવો મારો નિયમ છે. તેથી આજે જે કાંઇ મારાથી બની શકે તે પ્રમાણે આપના ગંભીર પ્રશ્નોનાં સંક્ષેપમાં ઉત્તર આવવાનો યત્ન કરીશ તેથી આપ સંતોષ માનશો.

**શ્રીપંચવરદે** કાળજીપૂર્વક પૂછયુંઃ-ભિક્ષા આપે અત્યારમાં કરી છે કે હવે પછી કરવાના છો ?

**મહાત્મા** બોલ્યાઃ-આ નગરમાં આવ્યા પછી નિત્યકર્મથી પરવારી નગરમાં બ્રાહ્મણોને ત્યાંથી માધુકરી લેઇ સરિતા તટે જઈ ભિક્ષા કરી છે. હવે સાંજે નિત્યકર્મ માત્ર કરવાનું છે. ત્યાંલગી નિવૃત્તિ છે.

**શ્રીપંચવરદ** હસ્ત જોડીને બોલ્યાઃ-હે પરમાત્મસ્વરૂપ મહાત્મન્! ત્યારે આપ શું અમારૂં આતિથ્ય સ્વીકારી અમને પાવન નહિ કરો ?

**મહાત્મા** બહુ નમ્રપણે બોલ્યાઃ-હે દેવસ્વરૂપ નરદેવ ! આપ સદાસર્વદા સ્વધર્મવડે સ્વયં પાવન છો અને અન્યને પાવન કરવાની પણ શક્તિ ધરાવો છો, પણ મારું એવું અંગીકૃત વ્રત છે કે મારે આ તીર્થાટનમાં પવિત્ર બ્રાહ્મણોને ત્યાંથી માધુકરી લેઇને ભિક્ષા કરવી. આપના નગરમાંથી મળેલી ભિક્ષા તે આપની પોતાની તરફથી અપાયલી ભિક્ષા છે.

**શ્રીપંચવરદે** સંકોચ પામતાં કહ્યુંઃ-ભગવન્ ! આપના વ્રતબંધન આગળ હું આપને કાંઇ પણ આગ્રહ કરી શકતો નથી.

**મહાત્મા** બોલ્યાઃ-રાજર્ષિવર્ય ! આપના સ્વધર્મનિષ્ઠ હૃદયમાં મને સફળતા પ્રાપ્ત થાવ એવી શુભેચ્છા આપ કરશો. એને જ હું મોટામાં મોટો અતિથિસત્કાર માનીશ. તો હવે આપ પ્રસન્ન અંતઃકરણથી આપે જે વિષયોની જિજ્ઞાસા કરેલી છે, તે વિષયોસંબંધી સમાધાન શ્રવણ કરો.

**શ્રીપંચવરદે** શાન્ત પ્રસન્ન હૃદયથી નમસ્કાર કરી કહ્યુંઃ-હે ઈશ્વરથી અભિન્ન પરમકૃપાળુ પૂજ્યપાદ ભગવન્ ! આપના તપોબળપૂર્ણ સત્સંકલ્પથી જ અમસરખા અજ્ઞ જીવોનો ઉદ્ધાર થઈ જાય તેમ છે, તો આપના સદ્ઉપદેશથી તો અમારૂં નિઃશ્રેયસ થાય જ એમાં શો સંદેહ ? તો હવે આપશ્રી આપના અમૃતમય પ્રવચનનો આરંભ કરો. અમે સર્વ એકાગ્રતાથી શ્રવણ કરવા સજ્જ છીએ.

મહાત્મા પ્રસન્નતાપૂર્વક પોતાના શ્રીગુરુદેવનું મનથી સ્મરણ વંદન કરીને બોલ્યાઃ—આ દશ્યપ્રપંચનું સ્વરૂપ શું છે, એ વિષયથી આપણે આરંભ કરીશું, તે યોગ્ય છે. કારણ કે આ વિશ્વમાં પ્રાણિમાત્રને સર્વકાળ એટલે જાગ્રત્અવસ્થામાં અને સ્વપ્નઅવસ્થામાં પણ આ દશ્યપ્રપંચની જ પ્રીતિતિ થયા કરે છે. આપ્રમાણે જે સ્વરૂપ દશ્યપ્રપંચનું પ્રત્યક્ષ પ્રતીત થાય છે, તે તેનું વાસ્તવ સ્વરૂપ નથી, એમ સચ્છાસ્ત્ર અને અનુભવી સત્પુરુષો સ્પષ્ટ રીતે કહે છે. પ્રથમ તો એ જ પ્રશ્ન થાય છે કે—આ દશ્યપ્રપંચવિષે કે તેના કારણ અને સ્વરૂપવિષે વિચાર કરવાની આપણે શી જરૂર છે? તો એનું ઉત્તર તો એ જ છે કે—એ દશ્યપ્રપંચથી આપણને સુખદુઃખ થાય છે. તેથી આપણે એ દશ્યપ્રપંચની સાથે એક પ્રકારનો સંબંધ છે અને તે પણ મહત્ત્વનો સંબંધ છે. પણ આ દશ્યપ્રપંચથી આપણને સુખ-દુઃખ થાય છે, એ વાત જ મુદ્દે ખોટી છે. આ કથન પ્રથમ તો આપણા માનવામાં જ નહિ આવે. કેમકે આ દશ્યપ્રપંચમાં આપણાં સગાં, સંબંધી, ગૃહ, ધન આદિ પદાર્થોમાંથી કોઇનું મરણ અથવા નાશ થાય છે, તો આપણને તીવ્ર દુઃખ થાય છે; અને તે સંબંધી કાંઇ શુભ કે લાભ થાય છે, તો આપણને સુખ અથવા આનંદ થાય છે એવો પ્રત્યક્ષ અનુભવ પણ સઉને છે. પણ જરા ઊંડો વિચાર કરીશું તો આપણને સમજાશે કે એ આપણો અનુભવ ખરો નથી પણ તેમાં કાંઇક ભેદ છે. હવે એક ઉદાહરણ લેઈએઃ—એક માણસનો છોકરો પરદેશ કમાવા ગયો છે, તે ત્યાં કમાઈને ધનવાન્ થયો છે અને સુખી છે. પણ કોઇ દ્વેષી દુર્જને તે છોકરાના બાપને એવો પત્ર લખ્યો કે તે છોકરો અમુક તારીખે વિશૂચિકાના રોગથી એકદમ મરી ગયો છે તો તેનાં માબાપને અને નિકટના સ્નેહીસંબંધીઓને કેવો શોકસંતાપ અને દુઃખ થાય છે, એ આપણે સઉ જાણીએ છીએ. હવે જો આ દશ્યપ્રપંચ જ દુઃખદ હોય તો તે માતાપિતાને આ પ્રમાણે દુઃખ અને શોક થવાં જોઈએ નહિ, કેમકે દશ્યપ્રપંચમાં તો તેનો છોકરો જીવતો અને સુખી છે. તે જ પ્રમાણે બીજા એક માણસનો છોકરો વિદેશ નોકરી કરવા ગયો છે, તેને શેઠે નોકરીના પગારમાં વધારો કરીને ગુમાસ્તામાંથી મુનીમના ઉપરીદરજ્જે ચઢાવ્યો, તેના સમાચારનો પત્ર લખી પોતાનાં માબાપને તેમાં પોતાની કુશળતાની વાત પણ જણાવી. તે પત્ર જાસૂસજોડે વિદાય કર્યાપછી તે છોકરો એક પ્રહરપછી મરી ગયો. પણ પેલા જાસૂસે તે છોકરાનાં માબાપને તે પત્ર પહોંચાડયો તે વાંચીને તે માબાપોના જીવને ઘણો

આનંદ થયો. જો કે તે છોકરો તેની નોકરીને ગામ આ સમયે મૃત્યુ પામી ગયેલો હતો. હવે દશ્યપ્રપંચમાં તો તે છોકરો મરી ગયેલો હોવાથી તેનાં માતાપિતાને આ સમયે પરમ શોક થવો જોયતો હતો તે છતાં તેમને હર્ષ થતો હતો. તેથી સિદ્ધ થાય છે કે દશ્યપ્રપંચની સાથે આપણા સુખદુઃખનો કશો સંબંધ નથી. હવે આમાં વિચાર એ કરવાનો છે કે આ દશ્યપ્રપંચ જ તે છોકરાઓનાં માબાપને શોક કે હર્ષ, દુઃખ કે સુખ આપનાર નથી, કેમકે પ્રથમ દૃષ્ટાન્તમાં છોકરો જીવતો છે, અને બીજા દૃષ્ટાન્તમાં છોકરો મરી ગયો છે. ત્યારે પ્રથમ દૃષ્ટાન્તમાં કોણ મરી ગયું ? અને બીજા દૃષ્ટાન્તમાં કોણ જીવે છે ? પ્રત્યક્ષ દશ્યપ્રપંચ ઉક્ત બે છોકરાઓનાં માતાપિતાઓને અનુક્રમે શોક અને હર્ષનું કારણ નથી; પણ ઉપરનાં દૃષ્ટાન્તોમાં શોક અને હર્ષનું કારણ તે માતાપિતાઓનો માનસ પ્રપંચ જ પ્રથમ પુત્રના માતાપિતાને દુઃખ શોક આપે છે, અને બીજા પુત્રના માતાપિતાને હર્ષ આપે છે. દશ્યપ્રપંચમાં એટલે ઇશ્વરરચિત સૃષ્ટિમાં તો જે એક છોકરો હયાત છે, તેનાં માબાપની માનસસૃષ્ટિમાંનો તે છોકરો મરી જવાથી અત્યંત શોક અને દુઃખ થાય છે. તેજ પ્રમાણે આ દશ્યપ્રપંચ એટલે ઇશ્વરરચિત સૃષ્ટિમાં તો પેલો બીજો છોકરો મરી ગયો છે, તેમ છતાં તેનાં માતાપિતાની માનસસૃષ્ટિમાંનો છોકરો જીવે છે અને તેને વધારે પગારસાથે મુનીમગિરી મળી છે, તેથી તેનાં માતાપિતા હર્ષ પામે છે. આથી એ વાત સ્પષ્ટ છે કે આ પ્રત્યક્ષ દશ્યપ્રપંચ જીવોને શોક હર્ષ કે દુઃખ સુખનું કારણ નથી, પણ તે તે જીવોના માનસ દશ્યપ્રપંચ જ તેમને પ્રાપ્ત થતા હર્ષશોક કે સુખદુઃખનું કારણ છે.

તેથી આ દશ્યપ્રપંચનું સ્વરૂપ તો એવું છે કે જો જીવોએ પોતાના મનથી કલ્પીને બીજો દશ્યપ્રપંચ ન ઊપજાવ્યો હોય તો આ ઇશ્વરે સૃજેલો દશ્યપ્રપંચ તેમને સુખદુઃખાદિ આપે તેમ નથી. પણ જીવો પોતાના મનવડે અહંમમ એટલે હું અને મારૂં એવી માન્યતાવડે બીજો ખાસ પોતાનો જે નવીન એટલે જુદો દશ્યપ્રપંચ ખડો કરે છે તેજ તે જીવોને સુખદુઃખાદિ આપે છે. માટે જીવોએ અહંમમ અને તેના કાર્યરૂપ પોતે ઉપજાવેલા દશ્યપ્રપંચને પ્રથમથી ઉત્પન્ન ન જ કરવો જોઈએ અને જો ઉત્પન્ન કર્યો હોય તો તેનો **સદ્‌વિચાર**દ્વારા લય કરવો એજ પરમસુખસ્વરૂપ થવાનો માર્ગ છે. પણ આ જે ઇશ્વરસૃષ્ટ દશ્યપ્રપંચ છે તેને જોઈને તેમાં મોહ પામીને જીવો પોતાના અજ્ઞાનથી અહંભાવ અને મમભાવથી પોતાની

માનસિક સૃષ્ટિનો દશ્યપ્રપંચ ખડો કર્યાવિના રહી શકતા નથી, તેથી આ ઈશ્વરરચિત દશ્યપ્રપંચનું સ્વરૂપ આપણે વિચારવાનું પ્રાપ્ત થાય છે. કેમકે એ વિચાર આ જીવોને પૂર્વોક્ત **સદ્વિચાર** કરવામાં સહાયભૂત થાય તેમ છે.

આ દશ્યપ્રપંચવિષે આપણે જો ઉપલક ઉપલક વિચાર કરીશું તો સામાન્યમતિવાળાં મનુષ્યોને પણ એ સમજાય તેમ છે કે–આ દશ્યપ્રપંચ ઉત્પત્તિ અને નાશવાળો છે તેથી આ દશ્યપ્રપંચરૂપ સંસાર આગમાપાયી કહેવાય છે, તે યથાર્થ છે. તેથી તત્ત્વજ્ઞાનના કોઈપણ વાદને માનનાર મનુષ્યે આગમાપાયી સંસારમાં પોતાના અહંમમથી ખાસ પોતાનો માનસદશ્યપ્રપંચ ખડો કરવો નહિ એવો સદ્બોધ સ્વતઃ પ્રાપ્ત થાય તેમ છે. વળી આ દશ્યપ્રપંચનું સ્વરૂપ માયિક છે, છે, એટલે ઇન્દ્રજાળના ખેલ જેવું છે. અર્થાત્ આ દશ્યપ્રપંચ જોવામાત્ર છે, વસ્તુતઃ તે છેજ નહિ એવો વેદાદિક સચ્છાસ્ત્રનો સિદ્ધાન્ત છે અને યોગીઓનો અનુભવ પણ છે. જેમ ભળભાંખળા અજવાળામાં પડેલી દોરડીને જોઈને એ સાપ છે એવી ભ્રાન્તિ થાય છે, તેમ જ્ઞાન અને અજ્ઞાન (સત્ય અને અનૃત)ના મિશ્રણજન્ય ભાસરૂપ ભળભાંખળામાં આ સમગ્ર દશ્યપ્રપંચવ્યતિકર જીવોના જોવામાં આવે છે. તે એક માયાવી દેખાવ છે. એ માયાવી ખેલ કોણે રચ્યો છે, એ પ્રશ્નના ઉત્તરમાં સચ્છાસ્ત્ર જણાવે છે કે એ માયાનો અધિપતિ પરમેશ્વર છે, અને એ માયા તે પ્રકૃતિ છે. તે પ્રકૃતિ જડ છે અને પરમેશ્વર તે ઇચ્છા (ઈક્ષણ) શક્તિવાળું ચૈતન્ય છે. તેના ઈક્ષણથી જડપ્રકૃતિમાં જગત્ (વિશ્વપ્રપંચ)–સમગ્ર દશ્યપ્રપંચને પ્રસવવાની યોગ્યતા આવે છે. તે પછી પ્રકૃતિ અર્થાત્ માયા આ દશ્યપ્રપંચરૂપ વ્યતિકરનું પ્રદર્શન કરે છે.

આ દશ્યપ્રપંચ ઉપર જણાવ્યાપ્રમાણે ઈશ્વરે પોતાની માયાથી રચેલો ખેલ હોવાથી તે પ્રપંચ પરમાર્થતઃ એટલે વસ્તુતઃ ખરો નથી પણ દેખવામાત્રનો કલ્પિત છે, એ તો આ પ્રપંચ માયાવી હોવાથી જ પોતાની મેળે સિદ્ધ થાય છે. તોપણ વિશેષ પ્રમાણ અને યુક્તિથી આ સિદ્ધાન્તને વધારે દઢ કરીએ, તો પછી આ દેખવામાત્રના દશ્યપ્રપંચમાં જણાતાં પ્રાણિપદાર્થોવિષે અહંમમભાવ કરી જીવોએ પોતાની પૃથક્ મનોમયી સૃષ્ટિ રચી સુખદુઃખાદિ બંધનમાં પડવું યોગ્ય નથી એવો બોધ સુદઢ થાય.

માયિક દશ્યપ્રપંચમાં જણાતા જડચેતન સર્વ પદાર્થ તે સત્ય નથી પણ સ્વપ્નના પદાર્થ જેવા અસત્ય પદાર્થો છે. આ વાત સા-

માન્ય લોકોક્તિ પણ સ્વીકારે છે. સાધારણ જનતા પણ કહે છે કે–આ સંસાર એક સ્વપ્નું જ છે. હવે એ તો સ્પષ્ટ જ છે કે સ્વપ્નના પદાર્થોવિષે અહંતામમતા કરી કોઇ હર્ષશોક પામતું નથી. કોઇ કુંવારાને સ્વપ્નમાં બઇરાંછોકરાં થાય અને મરી જાય તો તે સ્ત્રી–પુત્રના મૃત્યુને માટે તે માણસ જાગ્યા પછી શોક કરતો નથી, પણ આ જાગ્રત્અવસ્થામાં દૃશ્યપ્રપંચમાં જણાતા પદાર્થોમાં મમતા બાંધી જીવો દુઃખી થાય છે. કેમકે તેઓને એ વાત સમજાઈ નથી કે જેવા સ્વપ્નાના પદાર્થો મિથ્યા તેવા જ આ જાગ્રત્અવસ્થામાં જણાતા પદાર્થો પણ મિથ્યા છે. પણ જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થા-ઓવિષે સહજ સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરતાં જણાશે કે–જાગ્રત્અવ-સ્થામાં આપણા ઘરમાં પાંચ સાત સારી લાકડીઓ હોય પણ આપણે ઊંઘી ગયા અને સ્વપ્નુ આવ્યું તેમાં એક કૂતરો કરડવા આવ્યો, તે વખતે આપણા ઘરમાંની પેલી પાંચ સાત લાકડીઓમાંની એક પણ લાકડી કામમાં આવે? એટલે સ્વપ્નામાં તો એ લાકડીઓ મિથ્યા જ છે ને? તેજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં જો આપણો સ્ત્રીપુત્રાદિક વસ્તાર થયો હોય તો આપણે જાગ્રત્અવસ્થામાં માંદા થઇએ તો તે સ્ત્રીપુત્ર આપણી સારવાર કરવામાં કાંઇ ઉપયોગનાં છે? માટે આ બાબતો આપણે ધ્યાનમાં રાખી વિચાર કરીશું તો આપણને એ સ્પષ્ટ સમજાશે કે જેમ સ્વપ્નના પદાર્થો જાગ્રત્માં મિથ્યા છે તેમ જાગ્રત્ના પદાર્થો સ્વપ્નમાં મિથ્યા છે, તેજ પ્રમાણે આ લોકના પદાર્થો પરલોકમાં મિથ્યા છે તેમ પરલોકના પદાર્થો આલોકમાં મિથ્યા છે–અસત્ છે. તાત્પર્ય એ કે આ દૃશ્યપ્રપંચ સર્વ કાળે અને સર્વ સ્થળે સત્ નથી. તેથી તે પદાર્થોમાં મોહ પામી સુખદુઃખાદિ દ્વંદ્વના બંધનમાં પડવું એ વિચારવાન્ મનુષ્યને યોગ્ય નથી. ખરી રીતે વિચાર કરતાં આ દૃશ્યપ્રપંચ એક ઈશ્વરની કલ્પનામાત્રથી પ્રતીત થતો આશ્ચર્યમય વ્યતિકર છે એટલુંજ નહિ પણ આ પ્રપંચ જીવોના મનમાં પડેલા અનેક જન્મજન્માતરના સંસ્કારપ્રમાણે કર્મફળપ્રદાતા ઈશ્વરે પોતાની માયાશક્તિથી કલ્પેલો છે–રચેલો છે. તેથી એ પ્રપંચ તે જીવોનાં કર્મ તેમજ ઈશ્વરના સંકલ્પથી ઉપજેલો હોવાથી જોવામાત્ર છતાં વ્યવહારસત્તાવાળો જીવોને માટે છે તોપણ તે વાસ્તવે એટલે પરમાર્થે સત્તાવાળો નથી; કારણકે તે દૃશ્યપ્રપંચ ઈશસંકલ્પમાત્રથી માયાનું કાર્ય છે. તેથી તે પરમાર્થસત્ય નથી, છતાં તે જીવોનાં પૂર્વકર્માનુસાર મોહ ઉપજાવી બંધનમાં નાંખી કર્મમાં પ્રેરે છે અને કર્મદ્વારા લક્ષ-ચોરાશીરૂપ ચક્રમાં અનંતકાળથી ભ્રમણ કરાવે છે અને તેનો અંત

આવતો નથી. તેથી જીવો જન્મ, મરણ અને તે વચ્ચેના જીવના-યુષ્યરૂપ અંતરાલ સમયમાં વિવિધ કૃતકર્મોના ફળરૂપ સુખદુઃખાદિ ભોગવે છે. તેમાં મળતું સુખ પણ દુઃખરૂપ જ છે એમ વિચાર કરતાં સમજાય તેમ છે; તેથી અનુભવી મહાપુરૂષો અને શાસ્ત્રો કહે છે કે આ સંસાર–દશ્યપ્રપંચ દુઃખરૂપજ છે. વિચારશીલ સજ્જનો કહે છે કે આ સંસારમાં સુખ અને સુખનાં સાધનો સંપાદન કરવામાં જે ચિન્તા અને શ્રમરૂપ ક્લેશો ભોગવવા પડે છે તેની સાથે પ્રાપ્ત થતા સુખની તુલના કરતાં એમ જ સિદ્ધ છે કે આ દશ્યપ્રપંચરૂપ સંસારમાં દુઃખ તો એક રેતીના મોટા પહાડ જેવડા ઢગલા જેટલું છે અને તેમાં સુખનો અંશ તો એક રતિ ખાંડના જેટલો જ છે, અને તે સુખને પણ અન્ય આક્રમણકારીઓથી બચાવી રાખવાનાં ચિન્તા અને શ્રમનો વિચાર કરીએ છીએ તેમજ તે સુખ કોઇ કાળે પણ અળપાઈ જશે એવા ભયથી હૃદયમાં જે ફડફડાટ રહે છે તથા બીજા વિશેષ સુખી જીવોનું સુખ અધિક છે એમ જણાવાથી તે પ્રાપ્ત સુખ ભોગવતાં છતાં પણ અંતરમાં જે અસૂયા કે અસંતોષ અથવા અતૃપ્તિ રહે છે, તેને પણ હિસાબમાં લેતાં તથા બીજાં દુઃખોથી પ્રાપ્ત થતા ક્લેશનો પણ તે બધા ક્લેશોસાથે સરવાળો કરતાં દુઃખનો તો પાર જણાતો નથી, જ્યારે સુખ તો સો મણમાં એક કણ જેટલુંજ બની જાય છે. તેના મોહમાં જીવો પુનઃ પુનઃ ચોરાશીના ચક્રમાં અટવાય છે; અને તે પણ આ મિથ્યા દશ્યપ્રપંચમાં જણાતા તુચ્છ વિષયોથી મળતા ક્ષણિક આનંદને માટે અનેક જન્મ મરણની પરંપરાની યાતનામાં જીવો તણાયા જાય છે. જેવા સ્વપ્નના દશ્યપદાર્થો મિથ્યા છે, તેવા આ જાગ્રત્‌ના દશ્યપદાર્થો મિથ્યા છે એ વાત કેટલાક પ્રત્યક્ષવાદી મનુષ્યોને ગળે ઉતરતી નથી. તેઓ શંકા કરે છે કે સ્વપ્નના પદાર્થોનો આપણે વ્યાવહારિક ઉપયોગ કરી શકતા નથી જાગ્રત્‌ના પદાર્થોનો તો આપણે વ્યવહારમાં ઉપયોગ કરી શકીએ છીએ, પણ તે પ્રત્યક્ષવાદીઓની શંકા ખોટી છે, તે આ-પ્રમાણે વિચાર કરવાથી આપણે સમજી શકિયે છીએઃ—

જેમ જાગ્રત્‌ના દશ્ય પદાર્થોનો આપણે જાગ્રત્‌માં વ્યવહારમાં ઉપયોગ કરી શકિયે છીએ તેમ સ્વપ્નના પદાર્થોનો પણ આપણે સ્વપ્નમાં વ્યવહારમાં ઉપયોગ કરી શકીએ છીએ. તેથી જાગ્રત્-દશ્યમાં અને સ્વપ્નદશ્યમાં કાંઇપણ ફરક નથી, પણ તે બંને એક સરખા મિથ્યા છે. આ શંકાના પરિહારસામે વળી પ્રત્યક્ષવાદી એવી શંકા કરે છે કે–જાગ્રત્‌ના દશ્યપદાર્થો તો લાંબો સમય અથવા કેટલોક

સમય પણ કાયમ રહે છે, અને સ્વપ્નના દૃશ્ય પદાર્થો તો સ્વલ્પ સમયમાં નાશ પામી જાય છે. આ શંકા પણ વિચાર કરતાં ટકે તેવી નથીઃ—

જાગ્રત્‌ના લાંબા સમયમાં જેમ જાગ્રત્‌ના દૃશ્યપદાર્થો લાંબો સમય કે કેટલોક સમય ટકનારા છે, તેપ્રમાણે સ્વપ્નના સમયના પ્રમાણમાં સ્વપ્નના દૃશ્યપદાર્થો પણ અમુક થોડોક કે ઘણો સમય ટકે છે. તેથી તેમાં પણ એ બંને દૃશ્યોની સમાનતા છે.

આપ્રમાણે આપેલા સમાધાન વિરુદ્ધ વળી એવી શંકા કરવામાં આવે છે કે–જાગ્રત્‌માં માણસ જે કાંઇ કરે છે, તેનો લાભ તો તેને મળે છે, પણ તેણે સ્વપ્નમાં કરેલા કામનો લાભ તેને જાગ્રત્‌માં મળતો નથી.

પરંતુ આ શંકાનું સમાધાન પ્રકારાન્તરે આગળ આવી ગયું છે, તેમ છતાં શંકાકારના શબ્દોમાં જ અત્રે સમાધાન આપવાથી વધારે સ્પષ્ટતા કરવી યોગ્ય છે. તે સમાધાન આ પ્રમાણે છેઃ—

કોઇ ભૂખ્યો મનુષ્ય ઊંઘી જાય અને તેને સ્વપ્નામાં ભોજન મળે છે, તેથી તેને સ્વપ્નાવસ્થામાં તૃપ્તિનો પણ લાભ થાય છે, પણ જ્યારે તે માણસ જાગ્રત્ અવસ્થામાં આવે છે ત્યારે તે તો જેવો ભૂખ્યો સૂતો હતો તેવો ભૂખ્યો જ જાગે છે. જાગ્યાપછી તેને ભોજન કરવું જ પડે છે. આથી સિદ્ધ થાય છે કે સ્વપ્નાવસ્થાનું ભોજન અને તેથી થયેલી તૃપ્તિ તે પણ મિથ્યાજ છે. તેજ પ્રમાણે કોઇ જાગ્રતમાં જમેલો મનુષ્ય તૃપ્તિ પામીને ઊંઘી જાય છે, તે સ્વપ્નમાં ભૂખ્યો થાય છે અને પાછો સ્વપ્નમાં ભોજન કરે છે, ત્યારે તેને સ્વપ્નમાં તૃપ્તિ મળે છે. તેથી એ સિદ્ધ થાય છે કે જાગ્રત્‌દશામાં કરેલું ભોજન અને તેથી થયેલો તૃપ્તિનો લાભ તે સ્વપ્નાવસ્થામાં મિથ્યા છે. તેથી ફલિત એ થયું કે જેવું સ્વપ્નનું દૃશ્ય મિથ્યા છે, તેવું જ જાગ્રત્‌નું દૃશ્ય પણ મિથ્યા છે. તેથી આ સંસાર એ ઐન્દ્રજાલિક (જાદુગર)ના ખેલજેવો અથવા સ્વપ્નાજેવો મિથ્યા છે. જાગ્રત્‌ના દૃશ્ય પદાર્થોનો જાગ્રત્‌માં જ જેમ વ્યવહાર થાય છે તેમ સ્વપ્નના દૃશ્ય-પદાર્થોનો સ્વપ્નમાં જ વ્યવહાર થાય છે. સ્વપ્નના પદાર્થ જાગ્રત્‌માં મિથ્યા છે, તે જ પ્રમાણે જાગ્રત્‌ના પદાર્થ સ્વપ્નમાં પણ મિથ્યા છે. જીવનો દરેક જન્મ એ એક દીર્ઘ સ્વપ્ન જ છે. તેથી યોગીઓ આ જાગ્રત્‌માં જણાતા દૃશ્યપદાર્થમય સંસારને સ્વપ્નના દૃશ્યવત્ જોવાના અભ્યાસને પણ એક યોગસાધનતરીકે સેવે છે. સ્વપ્નપર સ્વપ્ન

આવ્યા કરે તેમ અવિદ્યાના નિશાથી જન્મપર જન્મ થયા જ કરે છે. તે નિશો ઊતરી જાય ત્યારે જીવને પોતાના શુદ્ધ બુદ્ધ મુક્ત ચૈતન્ય સ્વરૂપનું ભાન થાય છે. તેને પછી સંસારરૂપ સ્વપ્ન રહેતું નથી. તેને આ દેહમાંજ જીવન્મુક્તિનો અનુભવ થાય છે, અને પ્રારબ્ધકર્મોના ભોગને અંતે શરીર પડ્યાપછી તેને તત્ક્ષણ વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે.

આ દશ્યપ્રપંચને, મિથ્યાત્વનાં ત્રણ જે લક્ષણો વેદાન્તમાં ગણેલાં છે, તે ત્રણે લક્ષણો લાગુ પડે છે. એ ત્રણ લક્ષણો આ પ્રમાણે છેઃ-

૧. ખરા જ્ઞાનથી મિથ્યા પદાર્થની નિવૃત્તિ થાય છે, જેમકે રજ્જુ (દોરડી) માં જણાતો સર્પ તે દોરડી જ છે એવું ખરું જ્ઞાન થતાં સર્પની નિવૃત્તિ થાય છે અર્થાત્ સર્પ જણાતો નથી. તે જ પ્રમાણે બ્રહ્મજ્ઞાનથી આ સૃષ્ટિ (દશ્યપ્રપંચ) ની નિવૃત્તિ થાય છે.

૨. જે પદાર્થને સત્ કે અસત્ કાંઇ પણ કહી શકાતો નથી તે પદાર્થ મિથ્યા હોય છે. દાખલા તરીકે આ જગત્ (દશ્યપ્રપંચ) બ્રહ્મની પેઠે સત્ પણ નથી, અને આકાશકુસુમ, શસલાની શિંગડી, અને વાંઝણીના પુત્રની પેઠે અસત્ પણ કહી શકાય તેમ નથી. તેથી વેદાન્તશાસ્ત્રમાં તેને મિથ્યા કહેવામાં આવે છે.

૩. જે પદાર્થની નિવૃત્તિ તેના અધિષ્ઠાનમાં થાય છે તે પદાર્થ મિથ્યા છે. બ્રહ્મજ્ઞાનથી જગત્‌ની નિવૃત્તિ બ્રહ્મમાં થાય છે. જેમ દોરડીના જ્ઞાનથી દોરડીમાં ભાસતો સર્પ દોરડીમાં નિવૃત્ત થાય છે, તેમ બ્રહ્મમાં ભાસતું જગત્ (દશ્યપ્રપંચ) બ્રહ્મનું જ્ઞાન થયે તેના અધિષ્ઠાન બ્રહ્મમાં જ નિવૃત્ત થાય છે. તેથી જગત્ પણ પેલા સર્પની પેઠે મિથ્યા છે.

વળી દશ્યપ્રપંચ તેની ઉત્પત્તિપહેલાં ન હતો, અને તેના નાશપછી રહેવાનો નથી, પણ મધ્યમાં પ્રતીત થાય છે, તેથી તે સ્વપ્નના દશ્યની પેઠે મિથ્યા છે.

આપ્રમાણે જ્યારે જગતનું મિથ્યાપણું સિદ્ધ થાય છે, ત્યારે સ્વાભાવિક રીતે પ્રશ્ન એ ઊઠે છે કે—આ જગત્ જે જણાય છે તે તો મિથ્યા છે તો એ વસ્તુ શી છે ? તો તેનો ઉત્તર એજ છે કે- જેમ દોરડીમાં થયેલો સર્પનો ભ્રમ મિથ્યા છે, તે સાપ નથી પણ દોરડી છે તે પ્રમાણે બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં ભ્રાન્તિથી જણાતું જગત્ તે જગત્ નથી પણ આ સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ જ છે.

હે મહાભાગ રાજેન્દ્ર ! આપ્રમાણે દશ્યનું સ્વરૂપ સત્ પણ નથી અને અસત્ પણ નથી એમ શ્રુતિ અને યુક્તિથી સમજાય છે.

આ વિષયની ચર્ચામાં અવચ્છેદવાદ, પ્રતિબિંબવાદ. આભાસવાદ, દૃષ્ટિ-સૃષ્ટિવાદ, સૃષ્ટિદૃષ્ટિવાદ, કલ્પનાવાદ અથવા અજાતવાદ એવા સૂક્ષ્મવાદો છે, પણ તે પ્રત્યેક વાદવિષે સંપૂર્ણ વિવેચન કરવા પૂરતો સમય નથી, તેમ જ જે સાધકની સાધનના અનુષ્ઠાનપર ચોટ છે, તેને તો આ દૃશ્ય પ્રપંચ શ્રીઈશ્વરે પોતાની માયાથી કલ્પેલો છે, એવો જે કલ્પના વાદ છે, તે તેના કામ પૂરતો અલં છે; અને તેથી જગત્ (દૃશ્યપ્રપંચ) એક માયાનો વ્યતિકર હોવાથી જોવામાત્રનો મિથ્યા છે એટલું સમજાય તો બ્રહ્મજ્ઞાનના માર્ગમાં આગળ વધવાને અને નિદિધ્યાસનદ્વારા દૃશ્યપ્રપંચમાંથી જગદ્‌ભાવનો બાધ કરી બ્રહ્મભાવ કરી કૃતકૃત્ય થવા-લગી તેનો માર્ગ ખુલ્લો થઈ જાય છે. આ કલ્પનાવાદ જે અજાતવાદ રૂપ છે, તેજ સકળ વેદાન્તની શ્રુતિઓનો વાસ્તવિક વાદ છે; જ્યારે બીજાવાદો એ વિવિધ અધિકારવાળા જિજ્ઞાસુઓને બ્રહ્મનું સત્યત્વ અને જગત્ (દૃશ્યપ્રપંચ)નું મિથ્યાત્વ સમજાવવાની વિવિધ યોજનારૂપ છે. તેમ જ જેઓ આસ્તિક છે એટલે ઈશ્વરના અસ્તિત્વને માનનારા છે, અથવા ઈશ્વરવાદ સમજવા જેટલા અંતઃકરણના અધિકારમાં આગળ વધેલા છે તેઓ એ મુદ્દો સહજ સમજી શકે છે કે ઈશ્વર સર્વ શક્તિમાન્ હોવાથી પોતાની માયા(શક્તિ)થી ચહાય તેવા વ્યતિકરો બતાવી શકે છે, કેમકે શ્રી ઈશ્વરની માયા એ **अघटितघटना-पटीयसी शक्तिः** છે. એ માયા આ જગત્‌રૂપ વિચિત્ર પ્રકારનું દૃશ્ય-પ્રપંચનું પ્રદર્શન કરે છે. તે જોવામાત્રનો વ્યતિકર છે, વાસ્તવે તે કાંઈ જ નથી. તેથી જ તેને લોકો એક માયાનો ખેલ કહે છે, એટલું જ જો મનુષ્ય સમજી લે અર્થાત્ પોતાની વૃત્તિમાં આરૂઢ કરે તો પછી તેને ફક્ત એટલું જ જાણવા સમજવાનું રહે છે કે–જે આ દૃશ્યપ્રપંચ જણાય છે તે એક માયાવી મિથ્યા વ્યતિકર (દેખાવ) છે તો તેની પાછળ કે તેની નીચે તેના અધિષ્ઠાનરૂપ કોઈ વાસ્તવ તત્વ રહેલું છે કે નહિ ?

આ પ્રશ્નનું ઉત્તર આ પ્રત્યક્ષ જણાતા દૃશ્ય પ્રપંચના મિથ્યા-ત્વના પ્રતિપાદનના જેટલું કઠણ અને લાંબું નથી. આ દૃશ્યપ્રપંચ જોવામાત્રનો અને વ્યવહારક્ષમ છે તથાપિ મિથ્યા છે તો તેનો બાધ થતાં તેની પાછળ અથવા તેની નીચે જે તત્ત્વ અધિષ્ઠાનરૂપે છે તે બ્રહ્મતત્વ છે. આમાં પ્રમાણ વેદની શ્રુતિ છે તે સ્પષ્ટ કહે છે કે **सर्वं खलु इदं ब्रह्म नेह नानस्ति किंचन** અર્થાત્ "આ જે બધું જણાય છે તે બ્રહ્મ છે, આ નાના પ્રકારના દૃશ્ય પદાર્થો જણાય છે તે કાંઈ પણ નથી." પણ આ દૃશ્યપ્રપંચ જે પ્રત્યક્ષ જણાય છે તે મિથ્યા

છે, એ મુદ્દો આપણે ચર્ચી ગયા છીએ; એટલે આ શ્રુતિને આધારે જે તત્ત્વ બ્રહ્મ એવા નામથી કથેલું છે તે જ તત્ત્વ આ દશ્યપ્રપંચરૂપ વ્યતિકરનું અધિષ્ઠાન છે. તે બ્રહ્મ સર્વત્ર વ્યાપક તત્ત્વ છે. દેશકાળ-વસ્તુવડે બ્રહ્મતત્ત્વ મર્યાદિત નથી.

કોઇ એમ કહે કે આ દશ્યપ્રપંચ જો મિથ્યા છે, તો તેની નીચે કે તેની પાછળ કશુંએ છે એમ શું કરવા માનો છો ? એમ જ માનોને કે તેની નીચે અથવા પાછળ શુન્ય જ છે. આ શંકાનુ સમાધાન આ પ્રમાણે છેઃ–વંધ્યાપુત્ર, આકાશનું ફુલઆદિ મિથ્યા પદાર્થજેવો મિથ્યા આ દશ્યપ્રપંચ નથી. વંધ્યાપુત્ર, આકાશનું ફુલ–એઆદિ મિથ્યા પદાર્થો જેમ વાણીમાં નામ માત્રથી કહેવામાત્ર છે, તેવો મિથ્યા આ દશ્યપ્રપંચ નથી, પણ વ્યવહારક્ષમ છે; અર્થાત્ આ દશ્યપ્રપંચ જ્યાંલગી ભાસમાન છે ત્યાંલગી તેમાં વ્યવહાર થાય છે. વંધ્યાપુત્ર તો ભાસમાન જ નથી એટલે તેનું ઉપનયન કે વિવાહ કાંઇપણ થતાં નથી, તેમજ આકાશનાં ફુલોની કોઇએ માળા બનાવતું નથી તો તે પહેરે તો કયાંથી જ ? પણ આ દશ્યપ્રપંચના પદાર્થો એવા મિથ્યા નથી, પણ આ પદાર્થો અને આ દશ્યપ્રપંચ-સમસ્ત છે તે સદ્ અને અસદ્‌થી વિલક્ષણ એટલે અનિર્વચનીય છે. અર્થાત્ આ દશ્યપ્રપંચની વ્યાખ્યા અથવા લક્ષણ બાંધીને વર્ણવી શકાય તેમ નથી, તેથી આ ભાસમાન દશ્યપ્રપંચ તે રજ્જુમાં ભાસતા સર્પની પેઠે તે આભાસ વિદ્યમાન હોય ત્યાંલગી ભય કંપાદિ વ્યવહાર્ય કાર્ય થાય છે, તેવો આ દશ્યપ્રપંચ છે. તે મિથ્યા છે, પણ વધ્યાપુત્રવત્ અસદ્ નથી. તેથી આ મિથ્યા દશ્યપ્રપંચની નીચે સર્પ જેમાં આરોપિત છે અથવા ભાસમાન છે તે અધિષ્ઠાનરૂપ દોરીની પેઠે એ પ્રપંચનું અધિષ્ઠાન બ્રહ્મતત્વ છે–એ શ્રુતિવાકયનું કથન સત્ય છે, એમ એકલા શબ્દપ્રમાણથી જ નહિ કિન્તુ પૂર્વોક્ત તર્કયુક્તિથી પણ જણાય છે. તેમાં યોગીઓનો અનુભવ પણ એવો જ છે. સમાધિ અવસ્થામાં કેવળ ચિતિતત્ત્વ જ સર્વત્ર અનુભવાય છે, અને રાજયોગને શિખરે સ્થિત થયેલા જ્ઞાની યોગીને તો બાધિતાનુવૃત્તિથી આ દશ્ય-પ્રપંચને સ્થાને પોતાનો આત્મા(બ્રહ્મતત્વ)જ અનુભવાય છે. હવે આ બ્રહ્મ તે પરમાત્મતત્ત્વ છે, અને જે શરીરી આત્મા જીવ છે. તે આ પરમાત્માનો જ અંશ છે, એમ વેદાદિશાસ્ત્રો કહે છે, અને તર્કથી વિચારતાં તથા યોગદ્વારા અનુભવ પણ થાય છે. સંક્ષેપમાં વિચાર કરતાં પણ એ અનુભવગમ્ય થાય છે કે આ જીવાત્મા પણ આ દશ્ય-પ્રપંચના સ્થૂળ વિષયોથી માંડીને તે ઠેઠ પોતાની ઇન્દ્રિયો, મન

અને બુદ્ધિલગીના પદાર્થોનો દ્રષ્ટા છે. બુદ્ધિની પેલી પાર અને બુદ્ધિનું પ્રકાશક કોઇ તત્ત્વ છે. તે તત્ત્વ બ્રહ્મ અથવા પરમાત્મતત્ત્વ છે. આ બ્રહ્મ તત્ત્વ જ માયોપાધિથી ઈશ્વર થયું છે, અને અવિદ્યાઉપાધિથી જીવાત્મા થયું છે. એ ઉપાધિઓ બ્રહ્મ અને પ્રકૃતિના યોગથી જ ઉત્પન્ન થઈ છે અને તેથી જ તે ઉપાધિઓ અને તેમનાં કાર્યરૂપ આ સર્વ દૃષ્યપ્રપંચ સદ્ બ્રહ્મથી તેમજ અસદ્ પ્રકૃતિથી વિલક્ષણ એટલે અનિર્વચનીય અને મિથ્યા છે. ઈશ્વરે માયોપાધિને પોતાના વશમાં લીધી તેથી તે સર્વદશ્યપ્રપંચના નિયંતા જગદીશ્વર વિશ્વાધિરાજ પુરુષોત્તમ છે, અને જીવો અવિદ્યાના વશમાં પડ્યા તેથી સંસારચક્રમાં ભ્રમણ કરે છે, અને કર્મ કરી કર્મફલપ્રદાતા જગન્નિયંતાના શાસનમાં રહે છે. જ્યારે જીવોને શ્રીગુરૂ, શાસ્ત્ર અને શ્રીપરમેશ્વરના અનુગ્રહથી આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય ત્યારે તે જીવોને એવો બોધ થાય છે કે ઈશ્વરમાં અને જીવોમાં બ્રહ્મતત્વ જ આત્મારૂપે રહેલું છે, અને જીવોપાધિ અને ઈશ્વરોપાધિ વિવર્ત્ત હોવાથી જીવ ઈશ્વર અને બ્રહ્મ એ જુદાં તત્ત્વો નથી પણ એક જ પરમતત્વ છે એમ અનુભવગમ્ય થતાં જીવનો બ્રહ્મીભાવ(મોક્ષ) થાય છે. આવું જ્ઞાન થયાપછી પણ શરીરાદિ પ્રારબ્ધ કર્મ શેષ હોય છે, તો તે પુરુષ તે પ્રારબ્ધનો ભોગદ્વારા અંત આવતાં લગી જીવન્મુક્ત દશા એટલે જીવતાં છતાં પણ મુક્ત જેવી સ્થિતિનો આનંદ ભોગવે છે. છેવટે દેહાન્તે વિદેહકૈવલ્ય (પરમમોક્ષ)ને પામે છે, આપ્રમાણે સંક્ષેપમાં દૃસ્યપ્રપંચનું સ્વરૂપ અને કારણ, જીવ અને ઈશ્વરનું સ્વરૂપ અને તે બંન્નેનો પરસ્પર સંબંધ આપની આગળ કહેવાનો પ્રયત્ન કર્યો છે.

હવે **મહત્તત્વનું** સ્વરૂપ પણ સંક્ષેપમાં કહું છું:—હે ધર્મરક્ષક રાજેન્દ્ર! મહત્તત્વ એ **પ્રકૃતિ** તત્ત્વનું જ બીજું સ્વરૂપ છે, અથવા અવસ્થાન્તર છે. તે અવસ્થાન્તરનો વિચાર આ દૃસ્યપ્રપંચની સૃષ્ટિ-(રચના)સંબંધી તત્ત્વવિચારમાં શાસ્ત્રે કરેલો છે:—

શ્રુતિપ્રમાણે સત્ય, જ્ઞાનસ્વરૂપ, અનંત, આનંદરૂપ, અમૃતરૂપ, શાન્ત, શિવરૂપ, અદ્વૈત, શુદ્ધ અને લેશ પણ પાપના સ્પર્શવિનાનું બ્રહ્મ તત્ત્વ છે; અને આવરણશક્તિ તથા વિક્ષેપશક્તિયુક્ત અસદ્રૂપ નિર્ગુણ એવી પ્રકૃતિ છે. તે **પ્રકૃતિનો** બ્રહ્મના કલ્પિત એક દેશસાથે સંબંધ હોવાથી ત્રિગુણાત્મક સગુણ એવો મૂળપ્રકૃતિનો પરિણામ થયો અર્થાત્ અવસ્થાન્તર થયો. આને જ સાંખ્યતત્વજ્ઞાનીઓ **પ્રકૃતિ** કહે છે. આને જ તેઓ સૃષ્ટિનું મૂળ કારણ માને છે. **પ્રકૃતિ** અથવા **માયાનાં** જે જે અવસ્થાન્તર થતા ગયા, તે તે પ્રત્યેક

અવસ્થાન્તરમાં પ્રતિબિમ્બિત થયેલા બ્રહ્મનાં પ્રતિબિંબોનાં નામ પણ ભિન્ન ભિન્ન પડ્યાં. એ માયામાં વાસનારૂપે લીન થઈ રહેલા અનેક જીવોનાં કર્મોને લીધે "**હું એક છું**" '**एकोऽहम्**' એવું પ્રથમ સ્ફુરણ થયું. આ ઉક્ત માયા(પ્રકૃતિ)નું પ્રથમ કાર્ય છે, તેને શાસ્ત્રમાં **જગદીશ્વરવિદ્યા** એવું નામ આપેલું છે; **યોગીઓ** તેને **ઈશ્વર** કહે છે; અને **સાંખ્યવાદીઓ** તેને **મહત્તત્ત્વ, સમષ્ટિબુદ્ધિ** એવાં નામ આપે છે. ત્યાર પછી "**बहु स्याम्**" "હું અનેક થાઉં" એવું સ્ફુરણ થયું, તેને **પ્રથમજીવાત્મા, હિરણ્યગર્ભઅવિદ્યા** એવાં નામ આપ્યાં છે; સાંખ્યતત્વજ્ઞાનીઓ તેને **અહંકાર, ચિત્ત** એવાં નામ આપે છે. તેમાંથી પંચમહાભૂતોની તન્માત્રાઓ ઉત્પન્ન થઈ તેમાંથી પંચભૂતના પરમાણુ ઉત્પન્ન થયા. આ પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓમાં મૂળ પ્રકૃતિના ત્રણ ગુણ સત્વ, રજ અને તમ તો રહેલા છે જ; તેમાં પ્રત્યેક તન્માત્રાના સત્વગુણના અંશથી પાંચ જ્ઞાનેન્દ્રિય તથા પાંચ **જ્ઞાનેન્દ્રિયોના** અનુક્રમે પ્રત્યેકના એક એક એમ પાંચ દેવતાઓ થયા, અને પ્રત્યેક તન્માત્રાના રજોગુણના અંશથી પાંચ **કર્મેન્દ્રિયો** તથા તેમના દેવતાઓ થયા. પાંચે તન્માત્રાઓના સત્વાંશ મળીને અંતઃકરણ ઉત્પન્ન થયું. પાંચે તન્માત્રાઓમાંના રજોગુણના અંશ મળીને પાંચ પ્રાણ ઉત્પન્ન થયા. આ સર્વ સમુદાયને **લિંગશરીર, સૂક્ષ્મદેહ, આતિવાહિક શરીર**, એવાં નામ આપવામાં આવ્યાં છે; અને પંચ ભૂતોના પંચીકરણરૂપ મિશ્રણથી આ સ્થૂળ સૃષ્ટિ ઉપન્ન થઈ છે.

આ સર્વચર્ચાનું તાત્પર્ય એ છે કે **મહત્તત્વ** એ **ઈશ્વરતત્વ** છે. તે સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છેઃ અને યોગીઓ તે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાના સાધનને **પારમેશ્વર યોગ** કહે છે. તે સર્વોત્કૃષ્ટ યોગ છે. એ યોગદ્વારા, સાધકને પોતાના પ્રત્યક્આત્માનો, ઈશ્વરનો અને બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, એટલે છેવટે તેને કૈવલ્ય મોક્ષપણ પ્રાપ્ત થાય છે. ઉપનિષદ્‌માં બોધેલું તત્ત્વજ્ઞાન પણ શ્રવણ, મનન અને નિદિધ્યાસનના પરિપાકે કૈવલ્યપ્રાપ્તિ કરાવે છે. આમ વિચારમાર્ગે પણ કૃતકૃત્ય થવામાં એ પારમેશ્વર યોગ ઘણો સહાયભૂત થાય તેમ છે. તેથી વેદાન્ત શ્રવણાદિકની સાથે સાથે આ પારમેશ્વર યોગ એ બહુ સુંદર અને સબળ સાધન છે. એ જીવોનું પરમકર્તવ્ય છે. આ વિષયમાં ઘણી બારીક આલોચના શાસ્ત્રોમાં કરેલી છે. પણ તે સર્વમાં ઊંડા ઊતરવા જેટલો સમય નથી.

આપ્રમાણે યોગમાર્ગે કે જ્ઞાનમાર્ગે બ્રહ્મતત્વમાં એકીભાવ પામવો એ કૃત્ય જેઓ સિદ્ધ કરે છે, તેઓ કૃતકૃત્ય અથવા

કૃતાર્થ પુરુષ કહેવાય છે—તેઓ વાસ્તવે કૃતાર્થ છે પણ ખરા. જે જીવો આ સર્વ દશ્યપ્રપંચનો બ્રહ્મજ્ઞાનથી બાધિતાનુવૃત્તિ કરી ત્રણે કાળમાં અભાવ સિદ્ધ કરે છે, તેઓનો જીવભાવ ટળી તેઓ શિવરૂપ થાય છે. ત્યારે તેઓ જીવ નહિ પણ શિવ જ કહેવાય છે. તેમના સંબંધમાં **ब्रह्मवेद ब्रह्मैव भवति** ( બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે ) એ શ્રુતિવચન સત્ય થાય છે. પરન્તુ આપ્રમાણે જીવે, શિવપદને પ્રાપ્ત થાય તેટલા માટે પ્રથમ કેવળ જીવત્વ અથવા પ્રાણીની દશામાંથી આગળ વધી, મનુષ્યત્વ પ્રાપ્ત કરવાની આવશ્યક્તા છે. અર્થાત્ જીવત્વ તો કીટાદિક સર્વ પ્રાણીઓને—પશુપક્ષિઆદિકને પણ પ્રાપ્ત જ છે. પણ તેઓનાં જન્મસિદ્ધ શરીર અને અંતઃકરણોમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને જીવ મટી શિવ(બ્રહ્મ) થવાની સામગ્રી નથી, પણ એ સામગ્રી જીવને મનુષ્યજન્મમાં જ પ્રાપ્ત થાય છે. પણ મનુષ્ય એ પણ એક પ્રાણી હોવાથી તેનામાં પૂર્વ જન્મોના સંસ્કાર પશુઆદિક જેવા હોય છે. તે સંસ્કારોમાંથી છુટીને શુદ્ધ મનુષ્યત્વ પ્રાપ્ત કરી મનુષ્યત્વથી આગળ વધી અથવા ઉપર ચઢીને દેવત્વની પ્રાપ્તિ અને તેથી પણ ઉપર ચઢીને બ્રહ્મત્વની પ્રાપ્તિ કરવાનું તેનું કર્ત્તવ્ય છે, તે કર્ત્તવ્ય વેદાદિ સચ્છાસ્ત્રોમાં બતાવેલું છે. તેથી મનુષ્યે વાસ્તવ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શિવત્વ પ્રાપ્ત કરી મનુષ્ય જન્મનું સાર્થક્ય કરવું જોઈએ. અર્થાત્ મનુષ્યપ્રાણીએ પોતાનામાં રહેલા પશુત્વના ગુણકર્માદિકનો નિગ્રહ કરી મનુષ્યત્વના વિશેષ(ખાસ) ગુણોનો વિકાસ કરવો જોઈએ, જેથી તે મનુષ્યત્વથી ચઢતા દેવત્વની અથવા તેથી ચઢતા મુક્તત્વની પ્રાપ્તિ કરી જીવન્મુક્તિ અને અંતિમ વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરવાને સમર્થ થાય. વિદેહકૈવલ્યપ્રાપ્તિ તે શિવત્વ એટલે બ્રહ્મત્વની પ્રાપ્તિ. આ **દેવત્વ**ની અને **બ્રહ્મત્વ**ની પ્રાપ્તિને શાસ્ત્રોમાં અનુક્રમે **સ્વર્ગ** અને **અપવર્ગ** એવાં નામો આપેલાં છે. મનુષ્યનો ખાસ ગુણ **જ્ઞાન** છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન—એ તો મનુષ્યને છે, તેમ બીજાં પ્રાણીઓને પણ છે, તેથી મનુષ્ય જો પોતાના **જ્ઞાન** ગુણનો વધારો કે વિકાસ ન કરે તો તે મનુષ્યનો મનુષ્ય જ જન્માન્તરમાં જન્મે પણ તેથી ઉલટું જો મનુષ્ય પોતાના જ્ઞાનાંશનો સંકોચ અથવા ઘટાડો થાય એવા આચારવિચારને સેવે તો તેને પાછો પશુઆદિ યોનિઓમાં જન્મ પ્રાપ્ત થાય છે. તેથી કાંઇ નહિ તો મનુષ્યે મનુષ્ય બન્યા રહેવા જેટલું મનુષ્યત્વ તો સંપાદન કરવું જ જોઈયે, જો મનુષ્ય પશુત્વથી પણ ઉતરતી કોટિના આચારવિચારને સેવે તો તે વૃક્ષાદિક સ્થાવરયોનિમાં જન્મ પામે છે.

હે ગોબ્રાહ્મણપ્રતિપાલ ધર્મજ્ઞ નરેન્દ્ર ! આપના તત્વજ્ઞાન-વિષયક જે પ્રશ્નો હતા, તેનાં સંક્ષેપમાં ઉત્તર અપાઈ ગયાં. હવે મનુષ્યોને કેવી રીતે અને કેવી કેવી યુક્તિઓથી વાસ્તવ મનુષ્ય બનાવવાં તેવિષે આપની જિજ્ઞાસાઅર્થે ગુરુશાસ્ત્રથી જાણેલાં તત્વો યથાશક્તિ આપની આગળ ઉપસ્થિત કરું છું. તેથી પ્રથમ મનુષ્યોના પ્રકૃતિશાસ્ત્ર-પ્રમાણે કેટલા પ્રકાર થાય છે તે કહેવાનું પ્રાપ્ત થાય છે.

જુદા જુદા હેતુઓથી વિદ્વાનો મનુષ્યોની જાતિ સમસ્તના જુદા જુદા પ્રકાર અથવા ભાગ પાડે છે. પણ શાસ્ત્ર પ્રકૃતિના ધોરણ પ્રમાણે માનવ જાતિના પાંચ ભાગ પાડે છે; તે આપણી પ્રસ્તુત ચર્ચા-માટે પૂર્ણ રીતે ઉપયુક્ત છે. તે વિભાગો આ પ્રમાણે છેઃ—

મનુષ્યો પાંચ પ્રકારનાં થાય છે. (૧) ઉત્તમોત્તમ, (૨) ઉત્તમ, (૩) મધ્યમ, (૪) અધમ, (૫) અધમાધમ. આ સંસારમાં પ્રાણિ-માત્રની પ્રવૃત્તિ બે પ્રકારની હોય છેઃ–એક તો સુખની પ્રાપ્તિમાટે અને બીજી દુઃખની નિવૃત્તિમાટે. (૧) તેમાં જે મનુષ્યો સુખની પ્રાપ્તિમાટે કે વિશેષ કરીને દુઃખની નિવૃત્તિ માટે પ્રવૃત્તિ કરતા નથી, પણ સુખદુઃખ તો પૂર્વ જન્મોનાં કર્મો પૈકી પ્રારબ્ધ કર્મોપ્રમાણે પ્રાપ્ત થાય છે તેપ્રમાણે જેમ થવાનું હોય તેમ થાઓ–એવી સમજણ ધારણ કરીને નિઃશ્રેયસઅર્થે જ યત્ન કરનાર હોય છે તે મનુષ્યો ઉત્તમોત્તમ વર્ગમાં આવે છે. આ વર્ગના મનુષ્યોમાં સત્વગુણ રાજાના જેવી પ્રધાન સત્તા ધરાવે છે, અને રજોગુણ તથા તમોગુણ તે સત્વગુણના તાબામાં સેવક જેવી ગૌણ અવસ્થામાં હોય છે તેથી તે રજોગુણ અને તમોગુણ કાંઇ પણ સ્વતંત્ર પ્રવૃત્તિ કરી શકતા નથી. આવા મનુષ્યોએ પૂર્વે પોતાનાં પાપ કર્મોનો ક્ષય કરી નાખેલો હોય છે; આવા મનુષ્યો વેદના ઉપનિષદ્ભાગમાં પ્રતિપાદન કરાયલા બ્રહ્મજ્ઞાનના માર્ગે જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન પામી મુક્તિ પામવાના અધિકારી છે. આવા મનુષ્યો હાલ દ્વાપરયુગમાં પણ આ દ્વાપરયુગના તૃતીય ચરણમાં બીજાઓની સરખામણીમાં થોડા છે. પણ કળિયુગ આવશે ત્યારે તેવા મનુષ્યો અત્યંત વિરલ જ થઈ જશે. આવા મનુષ્યો **ઉત્તમોત્તમ** છે.

(૨) જે મનુષ્યો સુખપ્રાપ્તિ માટે વિશેષ પ્રવૃત્તિ કરતા નથી, પણ દુઃખ નિવૃત્તિ માટે જ વિશેષ કરીને પ્રવૃત્તિ કરે છે, અને એમ માને છે કે સુખ તો પ્રારબ્ધાનુસાર મળવાનું હશે તે પૂર્વજન્મનાં કર્મ-પ્રમાણે મળશે. આ સત્ત્વગુણપ્રધાન મનુષ્યો **ઉત્તમ** છે. આવા મનુ-ષ્યોમાં સત્વગુણ મુખ્ય રાજાતરીકે હોય છે, રજોગુણ તે સત્વગુણના

સાથી તરીકે હોય છે અને તમોગુણ તો તેના દાસ તરીકે હોય છે. આવા મનુષ્યોની સંખ્યા આ યુગમાં ઉત્તમોત્તમ મનુષ્યો કરતાં વધારે છે, પણ બીજાઓ કરતાં તો થોડી જ છે. આવા મનુષ્યો નૈમિત્તિક કર્મ અને યોગસાધનથી આત્મસાક્ષાત્કાર કરવાના અધિકારી છે. તેઓ નિત્ય નૈમિત્તિક કર્મદ્વારા પોતાનાં પાપકર્મનો ક્ષય કરે છે. આવા પુરુષો હાલ છે તે કરતાં પણ કળિયુગ આવશે ત્યારે ઓછા થઈ જશે.

(૩) જે મનુષ્યો સુખની પ્રાપ્તિઅર્થે વિશેષ પ્રવૃત્તિ કરે છે, તેમ જ દુઃખની નિવૃત્તિ અર્થે પણ વિશેષ પ્રવૃત્તિ કરે છે તે મનુષ્યો રજોગુણપ્રધાન **મધ્યમ** વર્ગમાં આવે છે. આ મનુષ્યોમાં રજોગુણ મુખ્ય રાજાતરીકે પ્રવર્તે છે, સત્વગુણ તે રજોગુણના સાથીતરીકે રહે છે, અને તમોગુણ તો તે રજોગુણના દાસતરીકે રહે છે. તેઓ દુઃખની નિવૃત્તિઅર્થે કરેલાં નિત્યનૈમિત્તિક કર્મથી પોતાનાં પાપોનો ક્ષય કરે અને કામ્યકર્મોવડે સુખની પ્રાપ્તિઅર્થે પણ પ્રયત્ન કરે છે. આવા મનુષ્યો પૂર્વોક્ત બીજા વર્ગના મનુષ્યો કરતાં તો હાલ સંખ્યામાં વધારે છે, પણ કળિયુગ આવતાં પ્રમાણમાં તે પણ ઓછા રહેશે.

(૪) જેમની વિશેષે કરીને પ્રવૃત્તિ સુખપ્રાપ્તિઅર્થે જ હોય છે, અને જેઓ એમ સમજે છે કે દુઃખની નિવૃત્તિ તો ભાગ્યાનુસાર પૂર્વજન્મનાં કર્મપ્રમાણે થવાની હોય તો થાવ-એવા તમોગુણ-પ્રધાન મનુષ્યો **અધમ** વર્ગમાં આવે છે. તેઓમાં તમોગુણ તે મુખ્ય રાજાતરીકે પ્રવર્તે છે, રજોગુણ તે તમોગુણના સાથીતરીકે રહે છે, અને સત્ત્વગુણ તે તમોગુણના દાસતરીકે રહે છે. તે મનુષ્યો જો કે નિત્યનૈમિત્તિક કર્મ કરે છે ખરા તોપણ તેમની પ્રવૃત્તિ વિશેષે કરીને કામ્ય(સકામ)કર્મમાં જ થાય છે, તેઓની મારણ(અભિચાર)કર્મમાં પણ પ્રવૃત્તિ ન થાય એમ નહિ, અર્થાત્ તેઓ અભિચારકર્મ પણ કરે ખરા. આવા મનુષ્યોની સંખ્યા ત્રીજા વર્ગના મનુષ્યો કરતાં વધારે છે. કળિયુગ આવશે ત્યારે આવા મનુષ્યોની સંખ્યા હાલ છે તેના કરતાં પણ વધી જશે.

(૫) જેઓ શ્રદ્ધાહીન હોય છે અને જેઓ વેદે બતાવેલા કોઈ-પણ માર્ગને અનુસરતા નથી એવા નાસ્તિકો તમોગુણપ્રધાન મનુષ્યો છે. તેઓમાં તમોગુણ રાજાતરીકે સત્તા ચલાવે છે, અને સત્વગુણ અને રજોગુણ તે તો પેલા તમોગુણના કિંકરતરીકે રહેલા હોય છે. આવા જનો તો **અધમાધમ** (અધમમાં પણ અધમ) વર્ગમાં આવે છે. આ યુગમાં પણ પૂર્વોક્ત વર્ગોની અપેક્ષાએ આ વર્ગના મનુષ્યોની

સંખ્યા વધારે છે. કળિયુગ આવશે ત્યારે તો આ વર્ગનાં મનુષ્યોની સંખ્યા અધિક જ વધી જશે.

હે ચક્રવર્તી મહાત્મન્! આ પ્રમાણે આ પાંચવર્ગના મનુષ્યોમાં પહેલા બે વર્ગના મનુષ્યો તો કહેવામાત્રમાં મનુષ્યો છે. તેઓમાં દૈવીસંપત્તિ એટલી બધી હોય છે કે તેઓને દેવો અથવા સિદ્ધતરીકે ગણીએ તોપણ યોગ્ય જ છે. કેમકે પ્રથમ વર્ગના મનુષ્યો તો દેવો કરતાં પણ અધિક–અરે ઈશ્વરકરતાં પણ ઉપર **બ્રહ્મસ્વરૂપ** પ્રાપ્ત કરવાના અધિકારસંપન્ન મુમુક્ષુઓ છે, અને દ્વિતીય વર્ગના મનુષ્યો પણ યોગસિદ્ધિઓ દ્વારા સિદ્ધકોટિમાં પ્રવેશવાના અથવા તો સિદ્ધિઓની ઉપેક્ષા કરી નિર્વિકલ્પ સમાધિદ્વારા પરમાત્વતત્વની સાથે અભેદ થઈ મોક્ષને પામવાના અધિકારવાળા ઉત્તમ સાધકો છે.

હવે ત્રીજા વર્ગના મનુષ્યો તે મનુષ્યત્વના વાસ્તવગુણો પામેલા હોય છે. તેઓ શાસ્ત્રના સદ્‌ગુરુદ્વારા પરિશીલનથી, સજ્જનોના સંગથી, સાત્વિક આહારના સેવનથી તથા નિષ્કામ કર્મથી અને સમર્થ ગુરુદ્વારા યોગના અનુષ્ઠાનથી દ્વિતીય અને પ્રથમ વર્ગમાં પ્રવેશવાની યોગ્યતા પ્રાપ્ત કરીને પરમાર્થ ક્ષેત્રમાં પણ સફળતા મેળવી શકે તેવા હોય છે; અને વ્યવહારના ક્ષેત્રમાં તો તેઓ આ સંસારમાં ઉપયોગી તત્વરૂપ છે. તેઓ જો વેદ અને લોકમર્યાદાના અંકુશમાં રહીને પ્રવૃત્તિમાર્ગના અનુભવી ગુરુજનોની આજ્ઞામાં રહી કામ કરે તો આ સંસારના વ્યવહારને દીપાવવા જેટલા તો ઉપયોગી થઈ જ પડે. અર્થાત્ રાષ્ટ્રનાં બળ અને સમૃદ્ધિના સંચયમાં અને સંરક્ષણમાં અગત્યનો ભાગ તેઓ ભજવી શકે એમાં કાંઇ સંશય નથી. વ્યવહારના ક્ષેત્રમાં પોતાના સામાન્ય અને વિશેષ સ્વધર્મથી વિહિત એવી પ્રવૃત્તિદ્વારા તેઓ પોતાનો અધિકાર એટલો ઉચ્ચ બનાવી શકે કે તેઓ ઉપરઉપરના વર્ગોમાં ક્રમેક્રમે અથવા તો પોતાના પુરુષાર્થના પ્રમાણે પગથિયું ઓળંઘીને પણ પ્રવેશી શકે તેમ છે. તોપણ તેમને સારા ગુરુજનો, સંગીસાથીઓ અને સાત્વિક આહારવિહારની આવશ્યતા રહે છે. અન્યથા પતનનો ભય ખરો.

તેપછી ચોથાવર્ગના મનુષ્યો તમોગુણપ્રધાન પ્રકૃતિવાળા હોવાથી તેમને જોકે મનુષ્યત્વમાં આણવાનું કામ વધારે કઠણ છે, તો પણ તેમના તમોગુણના સાથી તરીકે રજોગુણ રહે છે; અને રજોગુણ ક્રિયાજનક છે, એટલે જો તેની ક્રિયા ઊર્ધ્વગામી થાય તો તે તમોગુણ 'સંગ તેવો રંગ' એ નિયમપ્રમાણે પોતાના સાથી અથવા સહકારી

રજોગુણ જેવો બની જાય, એટલે સત્વગુણ જે તમોગુણના દાસ તરીકે રહેલો હોય છે તે પોતાનો ભાવ કાંઇક વધારે અંશે ભજવી શકે, કારણકે દાસને હમેશ પોતાના સ્વામીની રુચિને અનુસરવું પડે છે. એટલે આ અધમ વર્ગનો મનુષ્ય ગુણક્રમમાં કાંઇક ઊંચી સ્થિતિએ આવે છે, અને એવી જ ઉચ્ચગામી ક્રિયા રજોગુણની ચાલુ જ રહે તો પરિણામે આ અધમ મનુષ્ય પણ વાસ્તવ મનુષ્ય બની શકે અને એવી પ્રક્રિયા આગળ ને આગળ ચાલુ જ રહે તો તે મનુષ્ય તેથી પણ ઊંચા વર્ગે કાળક્રમે કરીને પહોંચી શકે. પણ આ પ્રક્રિયાનો આરંભ થવામાં અને તે આગળ વધતાં સદ્‌ગુરૂનો બોધ, સત્સંગમય વાતાવરણ અને સાત્વિક આહારની આવશ્યકતા છે, તેની વ્યવસ્થા ગુરુજનોએ રાખવી જોઈએ. આ વર્ગના મનુષ્યોમાં કામ્યકર્મો અને નિત્યનૈમિત્તિક કર્મો કરવા જેટલી શાસ્ત્ર, દેવ અને ઈશ્વરપર શ્રદ્ધા હોય છે, તેથી ગુરુજનોને ઉક્ત વ્યવસ્થા કરવામાં કાંઇક અનુકૂળતા પણ મળે છે.

છેવટે હવે અધમાઅધમ મનુષ્યોની બાબતનો વિચાર કરવો રહ્યો. આ મનુષ્યોમાં તમોગુણનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તેમ જ તેઓ નાસ્તિક અને શ્રદ્ધારહિત હોવાથી તેમની સુધારણા માટે યત્ન કરવો એ બહુ દુષ્કર કાર્ય છે. આવાં મનુષ્યોને પણ ખરા મનુષ્યમાં આણી શકાય તેમ છે. પણ તેમને માટે સાચા બ્રહ્મવર્ચસવાળા મહાત્મા સદ્‌ગુરુની આતસ્યકતા છે, અથવા ખરેખરા રાજર્ષિ રાજ્યકર્ત્તાની જરૂર છે, પૂર્વકાળના ઇતિહાસોથી આપણે જાણીએ છીએ કે સિંહ વ્યાઘ્રાદિક પશુઓ પણ પરમ સાત્વિક ઋષિઓના આશ્રમોમાં હરિણ અને ગાય જેવાં સાત્વિક થઈ જતાં. તે મહાત્માઓના શુદ્ધ સાત્વિક સંકલ્પ અને ઓજસ્વી વાતાવરણનો પ્રતાપ છે. તે પશુજેવાં મનુષ્યોને પણ પશુભાવ છોડાવી તેમને મનુષ્યત્વને પ્રાપ્ત કરી શકે છે; તેજ પ્રમાણે ઇતિહાસ એવા રાજર્ષિનાં ઉદાહરણો પણ બતાવે છે કે જે રાજર્ષિઓ એમ નિશ્ચયપૂર્વક કહી શકતા હતા કે મારા રાજ્યમાં કોઇ પણ ચોર કે જાર નથી. અત્યારે પણ એવા કેટલાક બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ છે, પણ કળિયુગ આવશે ત્યારે એવા ગુરુજનોનાં દર્શન પણ દુર્લભ થઈ જશે.

હે રાજાધિરાજ ! આપ્રમાણે સંક્ષેપમાં આપને સમાધાન આપ્યાં છે. આ વિષયોસંબંધે વિશેષ વિવેચનની બહુ આવશ્યકતા છે, પણ સમયાભાવને લીધે તે બની શકે તેમ નથી.

અંતે કહેવાનું કે આપને રાજધર્મસંબંધી પ્રજાના રક્ષણશિક્ષણમાટે વિચારમાં ઊતરતાં વૃત્તિને ક્લિષ્ટતાનો અનુભવ થાય છે,

પણ તેવો અનુભવ રાજાને માટે અહિતકર નથી, કિન્તુ તે શ્રેયસ્કર છે અને નિ:શ્રેયસના માર્ગમાં પ્રગતિ સધાવનાર છે, એમ મારા સર્વજ્ઞ ગુરુદેવથી મેં જાણ્યું છે. તેમ જ તત્ત્વજ્ઞાનના સંબંધમાં પણ શ્રીગુરુદેવથી મારા જાણવામાં આવ્યું છે કે-બ્રહ્મજ્ઞાનના બે સંપ્રદાયો છે. એક તો બ્રહ્મર્ષિ સંપ્રદાય અને બીજો રાજર્ષિ સંપ્રદાય-તેમાં મને મારા બ્રાહ્મણવર્ણના અધિકારપ્રમાણે બ્રહ્મર્ષિપરમ્પરા પ્રમાણે ઉપદેશ પ્રાપ્ત થયો છે. રાજર્ષિસંપ્રદાય આ સમયમાં ઘટતો જાય છે, તોપણ હજુએ કેટલાક રાજર્ષિઓ એ સંપ્રદાયના અનુભવી જ્ઞાતાઓ ક્ષત્રિય જાતિમાં છે. તેવો કોઇ ક્ષત્રિય બ્રહ્મજ્ઞાની મહાત્મા હોય તે જ એ રાજર્ષિસંપ્રદાયપ્રમાણે આપશ્રીને તત્ત્વજ્ઞાન સમજાવી શકે, માટે એવો કોઇ મહાત્મા આપને પ્રાપ્ત થાય તેનાથી ક્ષાત્રધર્મપ્રતિબંધ અથવા રાજધર્મપ્રતિબંધ અને બ્રહ્મજ્ઞાનસંબંધી સાંગોપાંગ જ્ઞાનપ્રાપ્તિને અર્થે શ્રવણ કરવાનું રાખશો. તેથી આપને અધિક સંતોષ થશે. મને તો માત્ર બ્રહ્મર્ષિસંપ્રદાયનું જ જ્ઞાન છે, તે જ્ઞાનને અનુભવમાં નિદિધ્યાસનદ્વારા મૂકવાને હું ચતુર્થાશ્રમમાં પ્રવેશવાના પૂર્વની દશાના પ્રયોગમાં આ તીર્થાટન સંન્યાસીના જેવા ધર્મ પાળીને ગુરુની આજ્ઞાપ્રમાણે વિચરું છું. બ્રહ્મર્ષિપરંપરામાં કેવળ નૈષ્કર્મ્ય-પર્યવસાની બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ કર્ત્તવ્યરૂપ છે. રાજર્ષિપરમ્પરાનું બ્રહ્મ-જ્ઞાન સકર્મ હોવા છતાં પણ નૈષ્કર્મ્યફળજનક છે. તેથી બ્રહ્મર્ષિ-સંપ્રદાય જો કે વધારે અનુકૂળતાવાળો છે, તેમ છતાં તેમાં દેખાવ અથવા દંભને પ્રવેશવાનું અને નભવાનું સ્થાન છે. તેવો દંભ કળિ-યુગના સંન્યાસીઓમાં પ્રસરશે, એમ સર્વજ્ઞ સત્પુરુષો અત્યારે આ દ્વાપરયુગના તૃતીય ચરણમાં જ ભવિષ્ય ભાખે છે. તે જ કારણથી આદિમનુભગવાને પોતાની સ્મૃતિસંહિતામાં કલિયુગમાં સંન્યાસનો પ્રતિષેધ કર્યો છે. એ જ આદિમનુમહારાજને રાજર્ષિસંપ્રદાયનું બ્રહ્મ-જ્ઞાન શ્રીસૂર્યનારાયણે આપ્યું હતું. શ્રીસૂર્યનારાયણને સ્વયં શ્રી ભગવાને તે જ્ઞાન આપ્યું હતું. શ્રીમનુભગવાને મહારાજા ઇક્ષ્વાકુને એ જ્ઞાન આપ્યું હતું, તે શિષ્યપ્રશિષ્યપરમ્પરાએ રાજર્ષિઓમાં ઉતરતું આવેલ છે. પણ હવે એ પરમ્પરાના બ્રહ્મવેત્તાઓ થોડા જ રહ્યા છે, અને કલિયુગ શરુ થશે એટલે આ રાજર્ષિસંપ્રદાયનો લોપ જ થઇ જશે, અને બ્રહ્મર્ષિસંપ્રદાયનો માત્ર દંભ જ પ્રવર્ત્તશે, તેથી અમારા શ્રીગુરુદેવ સરખા વિચારશીલ મહર્ષિઓ અત્યારથી સાવધાનતાની ખાતર સંન્યાસ લેવાની ઇચ્છાવાળા બ્રાહ્મણની પૂરેપૂરી કસોટીથી પરીક્ષા કર્યાવિના

તેને સંન્યસ્તદીક્ષા ગ્રહણ કરવાની સંમતિ આપતા નથી. તો હવે હું અહીંથી પ્રસ્થાન કરવા ઇચ્છું છું, અને અસંગ તથા અસહાય વિચરી **एकाकी विचरेद्यतिः** એ નિયમ પાળી તીર્થાટન પૂર્ણ કરવા યત્નપરાયણ થાઉં છું.

આપ્રમાણે કહી એ નૈષ્ઠિક બ્રહ્મચારી મહાત્મા સ્મિત કરી પોતાને આસનેથી ઉઠયા, એટલે **શ્રીપંચવરદાદિ** સર્વ શ્રોતાઓ પણ ઉભા થયા અને **શ્રીપંચવરદ** પોતે તે મહાત્માને દ્વારલગી વળાવવા તેમની પાછળ ગયા, અને દ્વાર આગળ પહોચતાં **શ્રીપંચવરદ** મહારાજે બે હાથ જોડીને તે મહાત્માને નમસ્કાર કરીને પૂછયું કેઃ—હે મહાત્મન્! આપે કૃપા કરીને જે વચનામૃતનું અમને પાન કરાવ્યું છે, તે ઉપકાર અમે કોઇ પણ રીત્યે વાળી શકીએ તેમ નથી, હે સર્વજ્ઞ નિસ્પૃહ તપોમૂર્ત્તિ! જો રાજર્ષિસંપ્રદાયની પરમ્પરાના કોઇ ક્ષત્રિય મહાત્મા આપના અત્યારલગીના તીર્થાટનમાં આપના જોવામાં આવ્યા હોય તો આ સેવકને જણાવશો તો મોટો ઉપકાર થશે.

મહાત્માએ તરત જ ઉત્તર આપ્યુંઃ—હે સ્વધર્મનિષ્ઠ રાજેન્દ્ર! એવા રાજર્ષિસંપ્રદાયના જ્ઞાનયોગના રહસ્યજ્ઞાતા આપના જ આશ્રિત મહારાજાઓ પૈકીના એક **શ્રીસોરભસંસ્થાનાધીશ્વર શ્રીવજ્રવન્વા** મહારાજ છે. તેઓ આપને ઉક્ત પરમ્પરાના જ્ઞાનસંબંધે સંપૂર્ણ સંતોષ આપી શકે એવા સમર્થ છે.

**શ્રીપંચવરદે** કહ્યુંઃ—ભગવન્! એ અમારા ભાયાતવર્ગના પણ છે. એ ક્ષાત્રધર્મની તો મૂર્ત્તિરૂપે જ આખા જગત્માં પ્રસિદ્ધ છે, પણ તેઓ રાજર્ષિપરમ્પરાનાતત્ત્વવેત્તા છે એ વાત તો અમે કોઇ જાણતા નથી.

મહાત્માએ પ્રેમપૂર્વક કહ્યુંઃ—આપશ્રી એમને જ આમંત્રણ કરી તેમનો સમાગમ કરશો તો આપને સંતોષ થશે. જે મહાપુરુષો પાસે એવી મહાવિદ્યાઓ હોય છે તેઓ તે ગુપ્ત જ રાખે છે. બહાર પ્રસિદ્ધ કરતા નથી.

એટલું કહીને તે મહાત્મા ત્યાંથી ચાલી નીકલ્યા. **શ્રીપંચવરદ** મહારાજા રાજર્ષિસંપ્રદાયનો પત્તો લાગવાથી પ્રસન્ન થતા પોતાના મહાલયમાં ગયા.

**इति श्रीपंचवरद[illegible] तृतीयः समागमः**